ફળી; નાંજુગ પુતળી કમર છબીલી દસ અંગુળીઆં મુગફ
ળી, ચંદ્ર બદન મૃગ લોચન જેશી અજબ બનીરંભાપુ
તળી; એસી અદામે સબ જગ મોહ્યા સુન સુંદરપર બલી
હારી, પુરબ પુન્ય કીયે જન કોઈક પાવે એસી નારી.
પુરન પુન્ય. ૧

મુખ બન્યો મેતાબ સરીખો દાંત જડે સબ સોનેરી, પુરન
પાનસે પેટ કહ્યા જે છાતી બની કામી કેરી; કંઠ કોકીલા
કોમલ જેસા મદન કેપને ભુજ ધરી, ચાલ ચલે ગજરા
જ સરીખી જો કોઇ આશક કરતે ફેરી; છુટે પસીના ભમ
ર બારાલે લબે બાલ નાગન કાલી. પુરન પુન્ય. ૨

મીઠી જુબાસે જગભરમાયા નેનનમે મોહીની ગારૂ,લ
ટક બનાકે લુટ લીએ જ્યું ચમક રહે ગગનમે તારે; એ-
સી આશકપર નજર હોડાગ્યે તે ઘડી પલકમે ઘર મારે, ઉ
સ માયાસે કોઇ બચ્યા નહીહે લપટરહ્યા જગ સંસારે; હું
સ મોરકીર કપોત કહીએ જ્યું કોયલસે કીલકારી. પુ. પુન્ય. ૩

શોળ સીનગાર બતીસ અળકાર ચોરાશી આસન જાણે,બ
તીસ કળા લક્ષણમે પુરી ચીત પદમનીકી નાશકને; કવી જ
ન જોગ જુગતસે કીનો સમજેગો કોઇ ઇનસાને, રામ કી
રપા હરી ઇછા હરી બીન મીલે ન એસી દીલજાને;
શામ પ્રેમગીર કહે સભામે સુન સુંદર પર બલીહારી. પુ.૪

સખી.

એસી ચતુરસ નાર ખડી સુંદર અલબેલી,

# સિદ્ધાંત મુક્તાવળી ગ્રંથ

આ ગ્રંથ.

શ્રી મદ્ વલ્લભાચાર્યજી "(માહા પ્રભુજી)"

પુષ્ટી માર્ગીય વૈશ્નવોને વાસ્તે

એમણે રચ્યો

તેની ટીકા

શ્રી ગુંસાઈજીએ સંસ્કૃતમાં કરી છે

તે ટીકા ઉપર

માહા વિદ્વાન એવાજે લાલુ ભટજી તેમણે

યોજના કરીછે

તે બંને ટીકાનો અર્થ લેઇને ગુજરાતિમાં

ભાષાંતર કર્યું તે

છપાવી પ્રગટ કરનાર

હરજીવનદાસ રણછોડદાસ.

સંન ૧૮૭૫ સંવત ૧૯૩૧

કીમત ૧ રૂપૈયો.

૬૧૦

૮૧

આ ચોપડી અમદાવાદમાં ત્રણ દરવાજાના મેદાનમાં તથા
પંચભાઈની પોળ પાસે કીકા ભટની પોળમા
ઉમેદરામ હરગોવનને ત્યાંહાં મળશે.

# અમદાવાદ.

માણેકચોક આગળ કાગદી ઓળમાં મોતી દલીચંદના
મકાનમાં વાડીલાલ દલીચંદના "ગુજરાત યુનિયન" પ્રેસમાં
કુંવરજી હઠીસંગે
છાપ્યો.

# પ્રસ્તાવના

શ્રી માહાપ્રભુજીએ વૈશ્નવ સંપ્રદાયના પુષ્ટી માર્ગીય ભ
કતોને સ્વધર્મનું સારી રીતે જ્ઞાન થવા સારૂ કૃપા કરીને
ઘણા ગ્રંથો કરેલા છે. પણ તે ગ્રંથો પ્રસીધ નહી થવાથી
સરવે ભકતોને તેનું વધારે જ્ઞાન નહી થતાં ઘણા વૈશ્નવો
માં ફકત સવારમાં સ્નાનાદીક ક્રીયા કરી. શ્રીઠાકોરમંદીર
માં દરશને જવાનો રીવાજ જોવામાં આવે છે. તે રીવાજ
શ્રેષ્ટ છે. પણ શ્રી માહાપ્રભુજીનું પુરૂ માહાત્મ ગ્રંથોથી
પુરતી રીતે સમજ્યા વગર જે આનંદ થવાનો તે ફકત
એકલા દરશનથી થતો નથી. તેથી આ સીદ્ધાંત મુકતાવલી
ગ્રંથ કે, જેની અંદર શ્રીમાહાપ્રભુજીની શેવા ભકિત વીગ
રે સરવે પ્રકાર દરશાવેલો છે. ને શ્રીમાહાપ્રભુજીએ તમામ
સ્વશાસ્ત્રનો સાર આ ગ્રંથમાં કહેલો છે. તેનું કારણ એ
છે જે. વેદની શ્રૂતિયોમાં અરથ કરવા વિશે જે ઠેકાણે સં
દેહ રેહે છે, ને તેના બે ત્રણ અરથ થાય છે. એવી સં
દેહ સહીત શ્રુતીઓ છે તેનો અરથ શી રીતે છે, તે સં
મજવા સારૂ વ્યાસજીએ સુત્ર કરેલાં છે. ને તેની ટીકા
શ્રીમાહાપ્રભુજીએ કરેલી છે. જેને વ્યાસસુત્રનું ભાષ તથા
અણુંભાશ કરીને કહે છે.તે ટીકા વિદ્વાનોને સમજવી પણ
કઠણ છે. એવું જાણીને તેનો સાર નિબંધ ગ્રંથ વિગરેમ
કહેલો છે. પણ તેમાં ગુઢાર્થ છે. તેની સમજણ ના પડે

તેથી આ સિદ્ધાંત મુકતાવલી ગ્રંથ કરીને પોતાના માર્ગીય વેશ્નવોને વેદના ગ્નાન કાંન્ડનો સાર જે હતો, તે પ્રસિધ્ધ કરેલો છે. તેમ કરવાનું કારણ એ છે જે. માયાવાદી, શાંખ્યવાદી, મીમાંસક, ન્યાયશાસ્ત્રવાળા, દ્વૈતવાદી, કેવળા દ્વૈતવાદી, ને વશીષ્ટાદ્વૈતવાદી, એ રીતે સાત પ્રકારના વાદી પુરણ પુરશોતમનું સ્વરૂપ; ને જગતનું સ્વરૂપ, તથા અક્ષરબ્રહ્મનું સ્વરૂપ, માયાનું સ્વરૂપ, કર્મનું સ્વરૂપ, એ રૂપો વેદના ગ્નાન કાંન્ડ વિશે વેદમાં જે રીતે વરણન કરેલાં છે. તેને મુકીને સ્વકલ્પનાથી વેદ વીરૂધ વરણન કરે છે તેથી પુષ્ટી માર્ગીય વિશ્નવોના મનમાં સંદેહ ઉપજ્ન થાય તે ટાળવા સારૂ આ ગ્રંથમાં વેદના ગ્નાન કાંન્ડનો નિશ્ચય શ્રીમાહ પ્રભુજીએ કરી, પોતાના ભકતોને જણાવેલો છે. આ ગ્રંથ શ્રીમાહાપ્રભુજીએ સરવ વૈશ્નવ ઉપર કૃપા કરીને રચેલો છે. માટે સરવે વિશ્નવોએ ચીત રાખીને વાંચવો. ને સારી રીતે સમજવો. કે જે સમજવાથી નીઃસંદેહ થઇ સ્વમાર્ગનું ખરૂં હારદ શું છે. તે જાણવામાં આવતાં શ્રી માહાપ્રભુજીના ચરણ કમળને વિશે ભક્તના ચિતની વ્રતી સદા સ્થીર રહે. વૈશ્નવોના નીત્ય નીયમના ખાવીસગ્રંથ પુષ્ટી માર્ગીય ભકતોને વાસ્તે શ્રી મદવલભાચાર્યજી( માહા પ્રભુજી) શ્રી ગુસાંઇજી. અને શ્રી રગુનાથજીએ રચેલા છે. પણ આ ગ્રંથોનું ગુજરાતીમાં ભાષાંન્તર પ્રસિધ નહી. ને સંસ્કૃત ગ્રંથોનો અરથ કરવાને માટે શ્રી માહાપ્રભુજી આ

ગર તેમના અનું ગ્રહોક ભક્ત શિવાય બીજાથી બનવું અસક્ય. તેથી સદ્દરહુ ગ્રંથો ઉપર વૈશ્નવોની યથારૂચી ન થતાં ફક્ત પાઠ કરતા હશે, હવે જો ગ્રંથનો હારદ બરા બર સંમજવામાં ના આવ્યો. તો સંશયાક્ત બુધિને લીધે તેમાં રૂચી થઇ શકતી નથી ને તે પ્રમાણે રૂચી ના થઇ તો તેનો જે પ્રમ પૂર્વક પ્રિતીનો આણંદ તે શેનો આવે. માટે તેમાંના આ ગ્રંથના ગલોતાર્થનો બોહોળો ફેલાવ કરી સરવ વૈશ્નવોને સમજવા પ્રતિધ કરૂં છું. ને તેમ થવામાં આ ગ્રંથને વિશે કાંઇ અશુધ માલમ પડે તો સરવ વૈશ્ વોએ આ મારો પ્રથમનો અભ્યાસ જાણી ક્ષમા કરી સુ ધારી લેશો એવી વિનંતી છે.

હ૦ ર૦

# સૂચના.

( શ્રીવલ્લભાચાર્યજીને શ્રીમાહાપ્રભુજી કરીને સરવ ગ્રંથો માં લખે છે પણ તેમનું નામ સ્પષ્ટ લખતા નથી. તેનું કારણ એ છે જે પોતાના ગુરૂનું નામ, વરનું નામ, મોટા પુરૂશનું નામ, તથા ધણીઆણીનું નામ, એટલાનું નામ મુખથી સ્પષ્ટ કેહેવાને શાસ્ત્રમાં મના છે. એ એનું કારણ સમજવું માટે માહા પ્રભુજી એટલે. " મોહોટા સમર્થ " એવું નામ લખેલ છે. )

# सिद्धांत मुक्तावळी.

( આ શબ્દનો અર્થ )

આ ગ્રંથનું નામ શ્રી માહા પ્રભુજીએ શીધ્ધાંત મુકતા વળી રાખેલુ છે, તેનું કારણ એછેકે, શીધ્ધાંત એટલે વેદને વિશે જે વારતા સિધ એટલે નિશ્ચે કરેલીછે, તેનો પણ અંત કેહેતાં છેડો એટલે સંદેહ રહીત અર્થ તેનું નામ સીદ્ધાંત કેહેવાય છે. એવા વેદ સીદ્ધાંતની જે મુકતા વલી કેતાં મોતીની માલાં તેનું નાંમ શિદ્દધાંત મુક્તાવળી કેહેવયાછે.

આ ગ્રંથને મોતીની માળાનું દ્રષ્ટાંત આપ્યુંઃ તેનુ કારણ એછેકે, જેમ મોતી સમુદ્રમાં પાકેછે, તેમ આ ગ્રંથનું શીદ્ધાંત વેદ રૂપી સમુદ્રમાં પાકેલુંછે, અને જેમ મોતી ઉજલ છે, અને સ્વચ્છ છે, તેમ આ ગ્રંથનું શીધ્ધાંત સુધછે, અને નિર્મળછે, અને જેમ મોતી પેહેરનારને સિતળતા કરેછે, તેમ આગ્રંથનું રહસ્ય ધારણ કરનારને જન્મ મરણના દુ:ખ રૂપી તાપને મટાડીને સાતળતા એટલે સુખને કરેછે, જેમ મોતીની માળા ભાગ્યવાન પુરૂષ પેહેરી શકેછે, તેમ આ ગ્રંથનું શીધ્ધાંત ભાગ્યવાન પુરૂષ જે સુધ્ધ દૈવી જીવછે તેજ પેહેરી શકેછે એટલે મનમાં ધારણ કરી શકેછે, બીજાના મનમાં આ વાત ધારણ થઈ શકવા

નીજા નહીં. એટલા સારૂ આ ગ્રંથને મોતીની માળાનું દ્રષ્ટાંત આપેલુછે. એવી આ વેદ શીધાંતની મોતીની મા ળા તેનુ નામ શીધાંત મુકતાવળી કેહેવાયછે. આગ્રંથમાં શ્રી માહા પ્રભુજીએ વેદના ગ્યાન કાંડનો તથા ઉપાસના કાં ડનો શાર સંક્ષેપમાં કહેલોછે. આશીદ્ધાંતનો વિસ્તાર, વ્યાંસ સુત્રનાં ભાસ્યમાં તથા નિબંધમાં તથા સુબોધનીજીમાં કહે લોછે પણ તે ગ્રંથો સંસ્કૃત ભણ્યા વગર બીજન સાધારણ ભકતોથી સમજી શકાતા નથી માટે તે શીધાંત ટુકામાં પો તાના ભકતોને સમજાવા સારૂ આ ગ્રંથમા કહેલોછે.

---

# सिद्धांत मुक्तावळी ग्रंथ.

પ્રારંભ.

શ્રી કૃષ્ણાયનમઃ ॥ શ્રી ગોપીજનવલ્લભાયનમઃ ॥
॥ શ્રી મહાચાર્ય ચરણ કમળેભ્યોનમઃ ॥
॥ શ્રી ગુસાંઈજી પરમદયાળવેનમઃ ॥

દોહરા.

શ્રી મ્હાપ્રભુને ચર્ણે નમું, વંદુ વારંવાર;
દયા કરીને દીજીએ, પ્રેમ ભક્તિ અનુસાર. ૧
પ્રભુપદ માહાત્મ અપારછે, અલૌકિક ફળ દાતાર;
વાણી શ્રુ શ્રી કૃષ્ણની, જે વર્ણી શ્રીવલ્લભાચાર. ૨
અગમ પંથ છે પ્રભુ તણો, પાર ન પામે વેદ;
હું અલ્પમતી શું ઓચરૂં, ન જાણું કાંઈ ભેદ. ૩
પર્મ કૃપાળુ શ્રીમ્હા પ્રભુ આપો યથા મતિ બુધ;
દાસ જાણી કરો દયા, ગાઊં કૃષ્ણગુણ શુધ. ૪
નિરવિઘ્ન આ ગ્રંથને, પૂર્ણ કરો મ્હારાજ;
દાસ હરજીની વંદના, દીલમાં ધરજો આજ. ૫

## શ્લોક.

॥ नत्वा हरिं प्रवक्ष्यामि ॥
॥ स्वसिद्धांत विनिश्चयं ॥
॥ कृष्ण सेवा सदाकार्या ॥
॥ मानसीसा परामता ॥ १ ॥

અર્થ—શ્રી મહાપ્રભુજી કહે છે કે, હું શ્રી હરીને દંડવતકરીને અમારો નિશ્ચે કરેલોજે વેદ સિધાંત તેનેસારી રીતે કરીને આગે કહીએ છીએ કે, શ્રીકૃષ્ણની સેવા સદા કરવી પણ તેમાં માનસી સેવા છે તે શ્રેષ્ટ છે, એ મુલ શ્લોકનો અર્થ છે.

હવે એ શ્લોકનો ભાવાર્થ કહેછેઆશ્લોકમાં શ્રીકૃષ્ણનું નામ હરી એવું કહેલું છે. તેનો અભિપ્રાયએ છેકે,ભકતના સર્વે દુઃખ હરણ કરે તે હરી કેહેવાય છે. કદાશ પોતાનો ભકત અહંકાર તથા અપરાધ વડે નીચ જન્મમાં જઇને પડ્યો હોય તોપણ તે ભકતને પોતે મુકી દેતા નથી. જેમ ગજેંદ્ર, હાથીની દેહ અપરાધ વડે પામ્યો હતો,એવી પશુની દેહમાં ભગવાનનું જ્ઞાન છેજ નહી; પણ પોતાનો પુર્વ જન્મનો ભકત જોઇને તે હાથીને પોતાનું જ્ઞાન રદયમાં કરાવીને પોતાનાં દરશન તેને આપ્યાં એવા દ

યાળુ શ્રીકૃષ્ણ છે; માટે વેદમાં હરી નામ શ્રીકૃષ્ણનું કહે લું છે. વેદને વિશે પેહેને હરી એ નામ ઉચાર કરીને પછી ઉંકારનોવિચાર કરીને તાર પછે વેદના બીજા મં ત્ર ભણે છે. એવી વેદ મંત્ર ઉચાર કરવાની વેદમાં રીત કહા છે. એટલા સારૂ આ ગ્રંથમાં વેદના મંત્રના અર્થનો ઉચાર કરતાં પેહેલાં હરી એ નામનો ઉચાર કરેલો છે. એ નામનો અભિપ્રાય શ્રી માહાપ્રભુજી કહે છે કે ભકતના સર્વ દુઃખના હરતા જે હરી તેને દંડવત કરૂંછું. આ શ્લો કમાં દંડવતે કરીને એ જણાવ્યું કે શ્રી ઠાકોરજીને પ્રસં ન કરવાને સારૂં જીવની પાસે દંડવત શીવાય બીજી કાં ઈજ નવી વસ્તુ નથી. જેથી એ જીવ હરીને રીજવી શક શે, કારણ કે જે જે વસ્તુ હરીએ ઉપન્ન કરી મુકેલી છે, તેજ વસ્તુ લઈને હરીને અર્પણ કરે છે, જીવની તર ફથી નવી વસ્તુ બનાવેલી એકે નથી. માટે આ જીવે પો તાની ભકતી કરવાનો અભીમાન મુકીને નીશાધન ભાવના વડે હરીને દંડવત કરવા એજ સાધનવડે હરી પ્રસંન થાય છે, એ દંડવતે કરીને જણાવ્યું એ રીતે શ્રી માહાપ્રભુ જી હરીને દંડવત કરીને કેહે છે કે વેદનો શીદ્ધાંત અમે જે નીશ્ચે કરેલો છે, તેને સારી રીતે કરીને હવે કહી એ છીએ—એ રીતે શ્રી મહા પ્રભુજીએ કહ્યું તેનું કાર ણએ છેકે વેદના જાણનાર બીજા પુરૂષો ઘણા થઈ ગયા છે, તેણે પણ વેદનાં શીદ્ધાંતનો નીશ્ચે કરીને પોતાના ગ્રં

થાગાં કહેલા છે. પણ તે શીદ્ધાંત વેદના એક પક્ષમાંતો મળે છે, પણ વેદ શીધાંતના બીજા પક્ષ છે તેની સાથે મળતો નથી, અને અમે જે શીધાંત આ ગ્રંથમાં કહેલા છે તે વેદના સરવે પક્ષો સાથે મેળવીને કહેલા છે. માટે આ શ્લોકમા કહ્યું જે વેદના શીધાંત વીશે અમારા નિશ્ચે ય કરેલા જે શીધાંત છે તેને સારી રીતે અમે કહીએ છીએ એ રીતે એનો અભીપ્રાય છે, તે શીધાંત શ્રી માહા પ્રભુજી કેહે છે કે શ્રી ક્રશ્ણની શેવા સદા કરવી—એ વેદ નો મુખ્ય શીધાંત છે, શેવા કરવી એજ શેવકનો મુખ્ય ધર્મ છે. શેવક થઇને જો પોતાના ધણીની શેવા ન કરે તો તે શેવક કૃતઘ્ની થાયછે, અને શેવક પણાના ધર્મને ખુવેછે મા ટે આ શ્લોકમાં શ્રી ક્રશ્ણની શેવા સદા કરવી કહી છે, સદા એટલે નીત્ય શેવા કરવી–એકદાહાડો કરવી એક દાહા ડો નકરવું. એ સદા શબ્દેકરીને જણાવ્યું છે પણ આ શ્લોકમાં શ્રી મહા પ્રભુજીએ માનશી શેવાને શ્રેષ્ટ કહી છે તેથી કોઇના મનમાં એવો સંદેહ આવશે કે દેહ તથા ધનની શેવાને શ્રેષ્ટતા નહીં હોય માટે માનસી શેવાનો અર્થ ટીકામાં શ્રી ગુસાંઇજીએ તથા લાલુંભટજીએ આ રી તે કરેલા છે કે, દેહ તથા ધન વડે જે જે શેવા કરવી તે મનની પ્રીત પૂર્વક કરવી. તેનું નામ માનસી શેવા છે. એવું શ્રી માહા પ્રભુજીએ કહ્યું છે, પણ દેહ તથા ધનની શેવા જો મનની પ્રીત પૂર્વક ન હોય તો તે શેવાને શ્રેષ્ટતા

નથી. મનની પ્રીત સહિત જે શેવા હોય, તેનેશ્રેષ્ટતાછે. એવો માનસી શેવાનો અર્થ છે. પણ માનસી શેવાનો અર્થ અન્ય મારગી લોકો એમ કરે છે કે દેહ વડે તથા ધન વડે હરીની શેવા ન કરવી કેવળ મનમાં હરીનું ધ્યાન કરીને હરીની શેવા કરવી. તે અર્થ આ શ્લોકમાં નથી, કારણ કે માનસી શેવા કોનાથી બની શકે છે કે જે જીવ હરીના સાકાર સ્વરૂપની શેવા નીત્ય કરે છે અને દરશન દ્વારા હરીનું સ્વરૂપ જેના હૃદયમાં ભરાઈ રહ્યું છે, એવા જે પુરૂષ છે તે આંખ્યો મીચીને હરીના સ્વરૂપનું ધ્યાન કરીને શેવા કરવાની મનમાં ઈચ્છા કરે છે તો તેવા પુરૂષોના મનમાં હરીનું સ્વરૂપ દેખાય છે, તે પુરૂષ એવી માનસી શેવા કરી શકે છે, પણ જે પુરૂષ હરીની શેવા નીત્ય કરતાં નથી, તે પુરૂષ આંખો મીચીને હરીનું ધ્યાંનકરવા જશે તો તેની આંખો આગળતો અંધારા શીવાય બીજુ કાંઇ દેખાઇ શકવાનું નથી માટે તેવા પૂરૂષોથી માનસી શેવા બનવાનીજ નથી પણ આ સુરી શીધાંતને માનનારા જે લોક છે, તેને સ્વરૂપ શેવા કરવા વિશે અનાદર છે તે સ્વરૂપ શેવાને જડરૂપ શેવા માને છે, તેઓનો શિધાંત વેદ બાહેર છે, એવા જીવોને શાસ્ત્રમાં કેવળ નરકના અધિકારી કહેલા છે તે વિષ્ણુ પૂરાણમાં કહ્યું છે.

॥ श्लोक. ॥

॥अर्च्येविष्णौशिलाधीर्गुरुसुनरमतिः॥
॥वैष्णवेजातिबुद्धिःविष्णोर्वावैष्णवा॥
॥नांकलिमलमथनेपादतीर्थेंबु द्धिः ॥
॥कंसारीविष्णुमंत्रेखिलकलुष. रेश ॥
॥ब्दसामान्यबुद्धिः विष्णौसर्वेश्वरेशे॥
॥तदितरधीर्यस्यचनारकोसा: ॥

અર્થ- જે પુરૂષને ભગવાનના સ્વરૂપ વિશે ધાતુ તથા પાશાણની બુધિછે, તે પુરૂશ નરકનો અધિકારીછે. તથા ગુરૂને વિશે જેને મનુષ્ય બુધિ છેકે જેવા આપણે માણસ છીએ તેવાં એ પણ માણસછે. તે પુરૂષને નરકનો અધી કારી જાણવો ભગવાનના ભકતને વિશે જેને જાતિ બુધિછે કે એ પુરૂષ નીચી જાતનોછે, આપણે ઉચી જાતના છીએ એવાને આપણે નમન કરયાથી શું થાય એવી જેનીબુદ્ધિ છે તે જીવ નરકનો અધિકારો છે. ભકતોના કલી જુગના પાપને દુર કરનાર એવું જે હરીનુ ચરણામૃત કેવલ તીર્થરૂપ ગંગાજલ સંમાન તેને વિશે જલ બુદ્ધિ જેની છે તે જીવ નરકનો અધિકારીછે. અને શ્રી કૃષ્ણનું નામસ

વં પાપને દુર કરે એવા નામને વિશે જેને સાધારણ ના
મની બુદ્ધિછે જેમ આપણુ નામછે તેમ એ પણ સાધા
રણ નામછે ભગવાનનું નામ લીધેથી શું થાય એવી જે
ની બુદ્ધિછે તે પુરૂષ નરકનો અધીકારીછે. અને ભગવા
ન સર્વ દેવતા ઓના ઇશ્વરછે. તેને વિશે બીજા દેવતા ત
થા મનુષ્ય બરાબર સમાન બુદ્ધિછે, જેમ અન્યદેવતા
ઉપા શક બીજા દેવતા બરાબર ભગવાનને ગણેછે. તથા
જેમ મિથ્યા જ્ઞાની કૃષ્ણને જ્ઞાની પુરૂષમાં ગણેછે, ઇશ્વર
કરીને ગણતા નથી એવા જીવ જે છે તે નરકના અધિકા
રી છે. એ રીતે વેદમાં તથા પૂરાણોમાં કહ્યુંછે પણઆસુરી
જીવ જે નરકના અધિકારીછે તેતો આ શ્લોકમાં કહેલા
થી ઉલટુંજ માનેછે તે પ્રમાણે ભગવાનના ભકતોને ન મા
નવું હરીના સ્વરૂપને વિશે જેને પાશાણ બુદ્ધી છે, તેતો
હરીનુ શેવન ઉડાવી નાખવા સારૂં કેવળ મનની શેવાને
શ્રેષ્ટ કેહેછે. તે શેવા કરવાનુ પણ ઉપલા મનથી કેહેછે.
તેઓના અંતઃકરણમાં હરીની શેવા કરવાનુ છેજ નહીં
કારણ કે તે જીવો પોતાને બ્રહ્મ રૂપ માનેછે. તેથી તે મ
નમાં એમ સમજેછે કે હરીના શેવનથી શું થાય. હરી
ને હું કાંઈ જુદા નથી. તે જીવો પોતાને બ્રહ્મ જ્ઞાન વડે
મોક્ષ થાય છે એમ માને છે. માટે હરીનુ શેવન જે કરે
છે તેને હશેછે એવા વેદ વિરૂદ્ધ માનનાર જીવ આ સૃષ્ટી
માં ઘણાં છે. તે માનસી શેવાનો અર્થ જે કરેછે તે ન

માનવો. શ્રી માહા પ્રભુજીએ જે અર્થ માનસી શેવાનો કહેલો છે તેજ અર્થ ખરો છે.

શ્રી માહા પ્રભુજીના માર્ગમાં પણ કેવળ મન વડે માનસી શેવા કરવી કહી છે. પણ તે કેઈ વખત કરવી કહી છે કે સુતક આવી પડીઊં હોય ને શાક્ષાત શેવા ન કરી શકતા હોઈએ તે વખત તે માનસી શેવા કરવી કહી છે. કારણ કે શેવા કરયા વગર અન ન લેવું એવો શાસ્રનો શિદ્ધાંત છે. શેવા વગર અન લે તો તે જીવ નરકના દંડ યોગ્ય થાયછે એ રીતે વિશ્ણુ ધરમોતર પૂરાણમાં કહ્યુછે.

॥ श्लोक. ॥

॥ पुजनंप्रतिमायांतुउत्तमंपरिकी ॥
॥ र्तितंप्रातर्मध्यंदिनेसायंविष्णुपू ॥
॥ जासमाचरेन् ॥ १ ॥
॥ संपुज्यभोजनंकुर्यादन्यथानरकं ॥
॥ व्रजेत् ॥

અર્થ—શ્રી ઠાકુરજીના સ્વરૂપનું પુજન છે તે ઉત્તમ કહ્યુછે, માટે સવારે તથા મધ્યાને તથા સાંજનું એ ત્રણે વખતહરીનુ પૂજનકરવું.પુજન કરયા વગર જો ભોજન કરે તો તે જીવ નરકમાં જાય છે. એ રીતે હરીના શેવન વ-

ગાર ભોજન કરવું કહ્યું નથી, પણ સુતકમાં તથા પર દેશ જાય ત્યાંહાં હરીનુ શેવન બની શકતુ નથી. તથા જે જી- વના ઘરમાં રાજ શેવા બીરાજતી નથી તેવા જીવોને મન વડેજ માનસી શેવા કરવી કહી છે. એ રીતે શ્રી માહા પ્રભુજીના મારગમા પણ મન વડે માનસી શેવા કરવી ક- હી છે. પણ જેથી શાક્ષાત સ્વરૂપની શેવા બનતી નથી તેને માનસી શેવા કરવી શ્રેષ્ઠ છે. પણ વેદ તથા પુરાણોને વિશે કેવળ એવી માનસી શેવાને મુખ્યતા કહી નથી કાર ણકે વેદના ઉપાસના કાંડમાં નવધા ભકતી નિત્ય કરવી ક રવી કહી છે. તે નવે ભકતી હરીના આપણી શેવા વ ગર એકના મનથી બનતી નથી કારણ કે હરીની મૂર્ત્તિ જો પાસે નથી તો સ્મરણ ભકતી જે ધ્યાન તે કોનુ કરશે. કેમકે મુર્તી જોયા વગર તેનુ ધ્યાન કરી શકાતુ નથી. માટે ધ્યાન ભકતી પણ મુર્તિ વગર બની શકતી નથી તે મ પાદ શેવન ભકતી તે હરીના ચરણનો પરસ નિત્ય ક રવો તે મુર્તિ પાસે નથી તો પરસ કોનો કરશે! તેમ અ રચન એટલે પુજન તે ધુપ દીપ જળ નૈવેદ્ય, પુસ્પ સુગં ધ, ઈત્યાદિ પદાર્થ વડે નિત્ય પુજન કરવું કહ્યું છે. જો મુર્તિ નથી તો ઈત્યાદી વસ્તુ વડે પુજન શી રીતે કરશો? કારણ કે મનમાંતો એ વસ્તુ પેશી શકતી નથી વંદન ભ કતી એટલે દંડવત કરવા તે હરીનું સ્વરૂપ સનીધાનમાં નથી તો દંડવત કોને કરશો, દાસ્ય ભકતી એટલે હરીનું

દાસ પણું કરવું તે મુર્તિ નથી તો દાશ પણું શી રીતે કરશો? શખ્ય એટલે મિત્રની પેઠે વાછલતા તથા દરશનની આતુરતા નિત્ય રાખવી કહી છે, તે પણ મુર્તિ વગર દરશનની આતુરતા કોની રાખશો? તેમ આત્મનિ વેદન ભકતી એટલે આત્મા જે દેહ તથા દેહ સંબંધો ઇંદ્રીઓ તેનું નિવેદન એટલે અરપાણ હરીના સ્વરૂપ શેવન વગર એ હસ્તાદિ ઈંદ્રીઓનું નિવેદન શા રીતે થશે? માટે કે વળમનની માનસી શેવાને મુખ્યતા વેદા દીક શાસ્ત્રને વિશે કહી નથી એ સાફ જણાય છે. જો કેવળ મનની શેવાનેજ મુખ્યતા હોયતો નવધા ભકતીને કરવાનુ શાસ્ત્રમાં કહેજ નહીં. સ્વરૂપ શેવા વગર બધી ભકતીઓને વ્યર્થતા થાય છે. એટલા સારૂ અજ્ઞાની અને આસુરી જીવ એનો કહેલો અરથ ખરો ન માનવો. વ્યાસજીએ જે રીતે એ ભકતીનો ઉપયોગ કરવો કહ્યો છે તે મજ માનવું, અને તેમજ કરવું. સ્વરૂપનું શેવન શી રીતે કરવું તે વિશે નારદજીએ નારદ પંચરાત્રી નામે તંત્ર ગ્રંથ કરેલોછે તથા વ્યાસજીએ ભાગવત આદી પુરાણોમાં શેવા કરવાની રીત કહેલી છે તેજ રીતે ભકતી મારગના જીવોને ચાલવાથી ભગવાનની પ્રાપ્તી થાય છે. અને અજ્ઞાનીઓના કહ્યા પ્રમાણે ચાલવાથી નરકની પ્રાપ્તી થાય છે એટલા સારૂ માનસી શેવાના અરથનો વિસ્તાર અમારે આટલો બધો લખવો પડયો છે. કારણ કે,

વિસ્તારથી લખ્યા વગર શાસ્ત્ર વિશે જે સમજતા નથી તેવા લોક આસુરી જીવો જેવો અરથ શાસ્ત્રનો બતાવે છે તેવો અરથ ખરો સમજે છે અને ઉંધે રસ્તે ચાલે છે. એટલા સારૂ માનસી શેવાના અરથનો વિસ્તાર અમે કરેલો છે. માટે મન પૂર્વક શેવા કરવી એજ માનશી શેવાનો છે. જો એ અરથ ન કરે તો એજ ગ્રંથના બીજા શ્લોકમાં દેહ તથા ધન વડે શેવા કરવી કહી છે. તેથી વીરોધ આવે છે. માટે મન પૂર્વક હરીની શેવા કરવી એજ માનસી શેવાનો અર્થ છે. અને એજ અર્થ વેદ પૂરાણમાં મુખ્ય છે. હરીનું શેવન કરવું એ મુકતીફળ કરતાં શ્રેષ્ટ છે. કારણ કે મુકતી થએલા જીવ અક્ષર બ્રહ્મ ધામમાંજ રહે છે. અક્ષરાતીત પુરૂશોતમને પામતા નથી. અને ભકતી મારગી જીવ અક્ષરથી પરજે ગોલોક ધામ છે તેમાં જે પૂરણ પુરશોતમ બીરાજે છે તેને પામે છે. માટે અક્ષરબ્રહ્મ ધામનાં સુખ કરતાં પુરણ પુરશોતમની પાસે રહ્યાનુ સુખ અનંત છે. એવુ વેદ પુરાણોમાં કહ્યું છે. પણ અન્ય મારગી લોકોને એનું જ્ઞાન છેજ નહીં તે સારૂ સેવા કરનારની મશકરી કરે છે. અને ભગવાનની ભક્તીને ધુલ બરોબર તુચ્છ કરીને ગણે છે. અને બ્રહ્મજ્ઞાનને હીરા બરાબર કરીને ગણેછે. તે બ્રહ્મજ્ઞાની લોક એમ કેહેછે કે જેમ ધુળ ધોયા લોક ધુળ ચુંથેછે. તેને ધુળમાંથી કોઈ વાર હીરા મોતી હાથ લાગી જાયછે તેમાંથી કઈ વાર તેનું

દરિદ્ર કપાઇ જાયછે. તેમ ભગવાનની ભક્તિ રૂપી ધુળ ચુથ તે ચુંથતે કોઈવાર જ્ઞાનરૂપી હીરા હાથ લાગી જાયછે. એટલે તે જીવ મોક્ષ પામે છે, મોક્ષ એટલે સંસારના જન્મ મરણથી છુટી જાય છે. માટે ધુળને ઠેકાણે ભક્તિ જાણવી. હીરાને ઠેકાણે મોક્ષ જાણવો. એ રીતે વેદ વિરૂદ્ધ સિદ્ધાંત માનીને તેને પોતાના મનમાં શ્રેષ્ટ કરીને માને છે. અને વેદના જાણનાર જે વ્યાસજી છે તેના કહેલા સિધાંત ને માનતા નથી,માટે વ્યાસજી કરતાં પોતાને વિશે સમજુ પણાનો અભિમાન વિશેષ રાખે છે. હવે જુઓ એની અજ્ઞાનતા, જેનો પાર નથી, એક શાસ્ત્ર પુરૂ ભણેલા નથી, અને એક શાસ્ત્ર સમજતા નથી. અને સંપુર્ણ વેદના ભાગ કરનાર એવા જે સમર્થ વ્યાસજી તે કરતાં પોતાને વિશે વેદને સમજવાનો અભિમાન વિશેશ રાખે છે. એ દૃષ્ટીતું કેટલું બધું અજ્ઞાનપણું તેમને વિશે છે. માટે એવા લોકોના બોલવાને ભાગવત, ગીતા બંને શાસ્ત્ર સાથે તોલીને પછી તેના બોલવાને ભરોંસો કરવો, એજ અમારી સુચવણી સર્વેને છે. જો એ વાત તમો ધ્યાનમાં નહી રાખો તો, અજ્ઞાની લોકો તમારી બુધિને ભગવાનથી ભ્રષ્ટ કરાવશે માટે આજના પંડીતોની વાત નહી માનવી. ભાગવત, ગીતાજી, વ્યાસસુત્રમાં જે રીતે વેદનો અર્થ વ્યાસજીએ કરેલો છે તેજ પ્રમાણે માનવું.

મિથ્યા જ્ઞાની લોક શેવા કરનારની મશકરી કરે છે.

પણ ભાગવત એકાદશ સ્કંધમાં બ્રહ્મજ્ઞાનને સગુણ કહેલું છે. અને ભગવાનના શેવનને નિરગુણ કહેલું છે.

॥ શ્લોક. ॥

॥ सात्विकाध्यात्मिकीश्रद्धाकर्म ॥

॥ श्रद्धातुतामस्याधर्मेयाश्रद्धाम ॥

॥ त्सेवायांतुनिर्गुणा ॥

અર્થ--ભગવાન ઉધવજી પ્રતિ કહે છે કે, હે ઉધવજી, બ્રહ્મજ્ઞાન વિશે જે શ્રધા તે શ્રધા સાત્વકી કહેવાયછે, અને કર્મ માર્ગ કરવા ઉપર જે શ્રધા તે શ્રધા રાજસી કહેવાય છે. અને અધરમ કરવા ઉપર જે શ્રધા તે શ્રધા તામસી કેહેવાય છે અને મારો શેવા કરવા ઉપર જે શ્રધા તે શ્રધા નીરગુણ કેહેવાય છે. આશ્લોકમાં બ્રહ્મજ્ઞાનને સગુણ કહ્યું છે, અને ભગવાનના શેવનને નિરગુણ કહ્યું છે. જયાં સુધી સગુણ સાધન છે ત્યાં સુધી ભગવાનની પ્રાપ્તી થતી નથી એવું ઠામઠામ વેદપૂરાણોમાં કહ્યું છે તેજ રીતે એકાદસ સ્કંધ ભાગવતમાં પણ ભગવાને કહ્યું છે—

॥ श्लोक. ॥

॥ सत्वेप्रलीनास्वर्यांतिनरलोकंर ॥
॥ जोलया:तमोलयास्तुनिरयंयां ॥
॥ तिमामेवनिर्गुणा: ॥

અર્થ--શત્વ ગુણના સાધનને વિશે જેણે પ્રીત કરી છે તે જીવ સ્વરગાદી લોકને પામે છે. રજો ગુણના સાધનને વિશે જેણે પ્રીત કરી છે, તે પૃથ્વીમાંજ જન્મ મરણ પામે છે અને તામસી સાધનમાંજેણે પ્રીત કરી છે, તે જીવ પાતાળા દીગાં જન્મ પામે છે, અને અધર્મ વડે નરકમાં પડે છે અને જેણે નિરગુણ સાધન જે ભગવાનની શેવા તે વિશે જેણે પ્રીત કરી છે, તે જીવતો મનેજ પામે છે એ રીતે આ શ્લોકમા ભગવાને પોતાની પ્રાપ્તી નિર્ગુણ સાધન જે શેવા તે વડે કહી છે બ્રહ્મ જ્ઞાન વડે કહી નથી. હવે જુઓ કે બ્રહ્મ જ્ઞાનીનુ સમજવું શાસ્ત્રથી કેટલું ઉલટુ છે. ભગવાનની ભક્તીને ધુળ બરાબર ગણે છે. અને બ્રહ્મજ્ઞાનને હીરા ગણે છે. પણ ભકિત વગર બ્રહ્મ જ્ઞાનને નિશ્ફળ કહ્યું છે તે એકાદસ સ્કંદના શ્લોકથી બતાવી આપ્યું છે. એજ રીતે દસમ સ્કંદમાં બ્રહ્માજીએ પણ કહ્યું છે.

॥ श्लोक. ॥

॥ श्रेयंश्रुतिभक्तिमुदस्यतेविभो: ॥
॥ क्लिश्यंतियेकेवलबोधलब्धयेते ॥
॥ षामसौक्लेशलएवशिष्यतेनान्य ॥
॥ यथास्थूलतुषावघातिनां ॥

અર્થ— બ્રહ્માજી કહેછેકે હે ભગવાન તમારી ભક્તિ આનંદને આપનારી છે એવી ભક્તિ મુકીને જે પુરૂષ બ્રહ્મ જ્ઞાન પામવાને ક્લેશ કરે છે, તેનો અંતે ક્લેશજ રહે છે જેમ શાળમાંથી ચોખા તો કાહાડી લીધા, પછી કુશકી ને ખાંડે તેમાંથી ચોખાતો નિકળતા નથી પણ હાથને છાલા માત્ર પડે છે. તેમ ભક્તિ વગર બ્રહ્મ જ્ઞાન નિષ્ફળ છે, એરીતે બ્રહ્માજીએ કહ્યુંછે. અને જ્ઞાની લોક જે ભક્તિ ને નિશફળ ગણે છે. તે કેવળ અજ્ઞાની છે. પોતાની મન ની કલ્પનાથી કહેછે એ સાફ જણાય છે વળ ત્રીતીય સ્કંદ ભાગવતમાં કપીલ દેવજીએ કહ્યું છે.

॥ श्लोक. ॥

॥ मत्सेवायांप्रतीतंचसालोक्या ॥

॥ द्विचतुष्टयंनच्छंतिसेवयापूर्णाः ॥
॥ कुतोन्यत्काळविद्रुतं ॥

અર્થ--મારી શેવાને વિશે જેને વિસ્વાસ છે તે પુરૂ
ષ ચાર પ્રકારની મુક્તિ લેવાની ઇચ્છા રાખતા નથી, કાર
ણ કે તેઓના સર્વ મનોર્થ મારી શેવાથીજ પરી પુરણ થા
ય છે. એવા જે મારા ભક્ત છે તે કાળે કરીને ચળાય
માન એવા જેના સર્વંત ફળ તેની ઇચ્છા તો શું કામ
રાખશે એ રીતે મુક્તિના સુખ કરતાં ભગવાનના શેવનમાં
અધિક સુખ કહ્યું છે. વળી બીજીએ સ્કંદ ભાગવતમાં કહ્યું
છે કે, સારા સીધન કરનારને મુક્તિતો ભગવાન આપે છે.
પણ ભક્તિ આપતા નથી તે વાત નવ મસ્કંદ ભાગવતમાં
કહી છે.

॥ श्लोक. ॥

॥ राजन्पतिगुरूरलंभवतांयदूनां ॥
॥ दैवःप्रियःकुलपतिक्कअकिंकरो ॥
॥ वअस्त्वेवमंगाभजतांभगवान्मु ॥
॥ कुंदोमुक्तिंददातिकर्हिचित्नस ॥
॥ भक्तियोगः ॥

અર્થ--રાજા પરિક્ષીત પ્રતિ સુખદેવજી કહે છે કે, હે રાજા તમારા પતિ અને ગુરૂ અને પરમ દૈવત અને વળી તમારા દાસ અને કુળના પતિ, અને વળી તમારા પરમ પ્રીય એવા જે શ્રી કૃષ્ણ ભગવાન છે, તે ભજનારાઓને ઘણું કરીને મુકિત આપે છે, પણ ભકિત આપતા નથી. એ રીતે મુકિત કરતાં ભગતી મળવી ઘણી કઠણ કહી છે. કારણ કે મુકિત વાળા જીવોને અક્ષર બ્રહ્મ ધામમાં જે ટલું આનંદ છે તે આપી પોતે ભગવાન વેગળા રેહેછે પણ ભકિત કરનારા જે પુરૂષ છે તેનાતો વશમાં ભગવાનને રેહેવું પડે છે. એટલા સારૂ ભકિત આપતા નથી તે વાત નવમ સ્કંદ ભાગવતમાં ભગવાને જણાવી છે.

॥ श्लोक. ॥

॥ अहंभक्तपराधिनोह्यस्वतंत्रइ ॥
॥ वद्विजः ॥ साधुभिर्ग्रस्तह्यदयो ॥
॥ भक्तयौर्भक्तजनःप्रिय : ॥

અર્થ--ભગવાન દુરવા સારૂષી પ્રત્યે કહે છે, હે રૂષી હું ભકતને પરાધીન છું હુ મારા વશમાં નથી, કારણ કે ભકિત વડે મારૂ હૃદય ભકતોએ પોતાની તરફ ખેંચી લીધું છે. માટે ભકિત વડે મને ભકત જન ઘણા વાહાલા

લાગે છે. એ રીતે ભકિત વડે ભગવાનને ભકતના વશમાં રેહેવું પડે છે. તેવું મુંકિતના સાધન વાળાના વશમાં રેહેવું પડતુ નથી મુકતીના જીવોના વશમાં છું, એવુ ભાગવાને વેદ પૂરાણોમાં કોઈ ઠેકાણે કહ્યુ પણ નથી. એટલા સારૂ શ્રી મહાપ્રભુજીએ પોતાના વંશને તથા પોતાના સેવકોને ભગવાનની સેવા કરવાનોજ ઉપદેશ કરેલોછે. આસુરી જીવો એમ કહે છે કે, શ્રી મહાપ્રભુજીએ પોતાનો મારગ કાચા પાયા ઉપર ચલાવ્યો છે. એ વાતનો વિચાર શાસ્ત્ર રીતથી કરીને જુઓ, કે શાસ્ત્રમાં જે સારપદાર્થ કહ્યું છે, અને સર્વ સાધન કરતાં અધીક ફળ આપનારૂ કહ્યું છે. તેજ વાત શ્રી માહાપ્રભુજીએ ગ્રહણ કરી છે, પણ કેવતમાં કહુ છે કે ( દુબળા ભુત ઢોકલે રળઆત છે ) એવી કેહેવત છે, તેમ મંદભાગી, અને હઆફુટા જીવ છે, તે શાસ્ત્રનો વિચાર નહી કરતાં એમ કહે છે તો સુખેથી કહો, પણ તેના બોલવાને પ્રમાણ નથી. જે વારતા નારદજી, સનકાદિક, વ્યાસજીએ કહી છે. તેજ ખરી છે, આજના લોકોની ગતિ તેઓની બરાબર છેજ નહી. એટલા સારૂ શાસ્ત્રનો વિચાર કરીને વિશ્વાસ રાખીને હરિનું સેવન કરો. એજ સેવનવડે તમને ભગવાનની પ્રાપ્તી થશે. એ વાત વેદ પુરાણોમાં પુકારી પુકારીને કહી છે. એ રીતે શાસ્ત્ર રીતથી અમે ભકતીને સર્વ સાધન કરતાં શ્રેષ્ટ ફળની આપનારી બતાવી આપી છે. હવે લોક વેહેવારની

રીતથી બતાવાએ છીએ કે, ભકિત વડે સર્વ ફળ મળે છે. તેવુ બીજી રિતે મળતુ નથી. તે વિશે દ્રષ્ટાંત કહી છીએ

એક શાહુકાર હતો, તેને છ દીકરા હતા, તેમાં એક દીકરો બાપની દાૈલત લેવા સારૂ કાયા કષ્ટ કરતો હતો, બીજો દીકરો બાપની દાૈલત લેવા સારૂ બાપનુ ધ્યાંન ધરતો હતો; ત્રીજો દીકરો બાપની ઉત્પન્ન કરેલી વસ્તુ તેને તુછ કરીને માનતો હતો; ચોથો દીકરો હુંજ બાપછું એમ માનતો હતો; પાંચમો દીકરો દાૈલત લેવા સારૂ બાપના જસ વખાણ કરતો હતો; અને છઠો દીકરો પોતાનો ધર્મ બાપની શેવા કરવી એમ માનીને નીત્ય બાપની શેવા કરતો હતો. એ છ છોકરામાં બાપની પ્રસન્નતા કોના ઉપર વધારે છે? તેનો વિચાર કરીને જુઓ કે જે છોકરો બાપની સેવા કરવી એજ પોતાનો ધર્મ છે. એમ જાણીને જે બાપના શેવા કરતો હતો, તેના ઉપરજ બાપની પ્રસન્નતા છે, બીજા છોકરાઓ ઉપર પ્રસન્નતાં નથી. કારણ કે તે સર્વે બાપની દાૈલત લેવા સારૂજ ઇચ્છા કરે છે. બાપની શેવા કરવાની ઇચ્છા રાખતા નથી. માટે બાપના મનમાં બાપ તે છોકરાઓની મતલબ સારી પેઠે સમજે છે કે, એ સર્વે છોકરા સ્વારથના સગા છે મારી શેવાની કોઇને ઇચ્છા નથી-તેથી તે છોકરાઓને દાૈલત આપીને પોતાનાથી જુદા રાખે છે. અને જે છોકરો શેવા કરે છે તેને તો પ્રાણ થકી પ્રીય જાણીને તેને પાસે રાખે છે.

અને તેનાજ વશમાં થઈને એ રહે છે. તે રીતે ભગવાન પોતાની શેવા કરનારનાજ વશમાં રેહે છે. અને તેના ઉપર પ્યાર કરે છે. તેવો પ્યાર બીજાઓ ઉપર કરતા નથી. કારણકે તપશીછે તે રાજ પ્રાપ્તી સારૂ અથવા મોક્ષ ની ઈચ્છા રાખીને કાયા કષ્ટ કરે છે પણ ભગવાનનું શેવ ન કરવાનિ ઈચ્છા રાખિને શેવન કરતો નથી માટે તેને રાજ અથવા મોક્ષ આપીને પોતાની પાશેથી દુર રાખેછે તેમ યોગી ભગવાનનું ધ્યાંન કરીને મોક્ષની ઈચ્છા રાખે છે. તેમ વૈરાગી ભગવાનનિ ઉતપન કરેલિ વસ્તુને તુછ કરિને માને છે. અને મોક્ષની ઈચ્છા રાખે છે. તેમ જ્ઞાની હુ ભગવાન છું એમ જાણીને મોક્ષની ઈચ્છા રાખે છે. તેમ મર્યાદા માર્ગી ભકત ભગવાનની સ્તુતી કરેછે. ભગવાનના જશના વખાણો કરે છે. પણ ભગવાનની શેવા કરતો નથી, માટે તેને પણ ભગવાન હાડકાનો હરામ કરીને જાણે છે. અને કદાશ શેવન કરે છે તોપણ મોક્ષ મળવા સારૂ કરે છે. માટે એ ભકત પણ સ્વારથીઓ છે. એ રીતે તપસી યોગી વૈરાગી, જ્ઞાની, અને મરયાદા ભકત એ પાંચ જણ ભગવાનની ભકિત તો કરે છે, પણ મોક્ષના સ્વારથ સારૂ કરે છે. માટે એ પાંચની ભકિત સકામ કહેવાય છે. તેથી એ પાંચે જણને ભગવાનની પ્રાપ્તી વેદ પુરાણોમાં કહી નથી, કેવળ નીસકામ ભકતછે તેનેજ ભગવાનની પ્રાપ્તી વેદ પુરાણોમાં કહીછે. જે પુરૂષ એમ સમજે છે કે, હું

ભગવાનનો અંશ છું માટે ભગવાનનો પુત્ર છું માટે મારો મુખ્ય ધરમ એજ છેકે મારા બાપ જે ભગવાન તેનુજ શેવન આ લોકમાં મારે કરવું. અને પર લોકમાં પણ એજ બાપની હુ શેવા કરૂ માટે મોક્ષ જોઈતી નથી. એવું જાણીને જે શેવા કરે છે. તેજ નિશકામ ભકત છે. અને તેનીજ ભકતીને શાસ્ત્રમાં નિસ્કામ કહી છે. જ્યાં સુધી મોક્ષની ઇચ્છા રાખીને ભકતી કરે છે. તાંહાં સુધી તેની ભકતી સકામ કહેવાય છે. તે સકામ ભકતીનું નામ મર્યાદા ભકતી છે. અને નિસ્કામ ભકતીનું નામ પુષ્ટી ભકતી છે. પુષ્ટી શબ્દનો અર્થ વ્યાકરણમાં આ રીતે કરેલો છે.

“ **पोषणंपुष्टि:** ” પુષ્ટી શબ્દનો અર્થ તો પોષણ છે. અને પોશણ શબ્દનો અર્થ ભાગવતમાં આ રીતે કહ્યો છે. “ **पोषणं तदनुग्रह : ॥** ”

તે ભગવાનનો અનુગ્રહ એનું નામ પોશણ કહીએ હવે શાસ્ત્ર રીત પ્રમાણે જોતાં ભગવાનનો અનુગ્રહ તેના નિશકામભકતો ઉપરજ થયો છે, બીજા ઉપર થયો નથી. માટે નિશકામ ભકતોને ચાલવાનો જે નિશકામ ભકતી માર્ગ તે મારગનું નામ પુષ્ટી મારગ કહેવાય છે. એ રીતે સકામ ભકતીનો મારગ તેને મરયાદા માર્ગ કહે છે. તેના ફળની અવધી છે. અવધીનું નામ મર્યાદા તે ફળનો ભોગ કરી રહ્યાપછી તે જીવનો જન્મ પાછો જગતમાં થાય છે માટે તે મર્યા

દા માર્ગ કહેવાય છે. નિશકામ ભક્તી વાલાને ભગવાનની પ્રાપ્તી થાય છે. અને ભગવાનની પ્રાપ્તી થયા પછી એ જીવ પૃથ્વીમાં પાછો જન્મ પામતો નથી. એના ફળની અવધી નથી તેથી પુષ્ટી માર્ગ કહેવાય છે. એ રીતે પુષ્ટિ માર્યાદા માર્ગનો ભેદ છે તે ભેદને વગર સમજે જે લોક એમ કહે છે કે વેદ મર્યાદા પ્રમાણે ચાલે તેને મર્યાદા મારગી વલભી માર્ગના લોક કહે છે અને વેદ મર્યાદા ઉલંઘન કરીને ચાલે તે પુષ્ટી માર્ગી કહેવાય એજ રીતે ત્રીજન મરમ ( જે લોક વૈદક ત્યાગ શરન ગોપી શકો ) એનો અર્થ તે લોકોએ એવો કર્યો છે કે લોક લાજનો તથા વેદ માર્ગનો ત્યાગ કરીને ગુસાંયજીને શરણ થવું એ રીતે ઊંધો અર્થ કરીને લોકોને પુષ્ટિ માર્ગમાં ભ્રમ કરાવ્યો છે. પણ નિબંધ ગ્રંથમાં શ્રી મહા પ્રભુજીએ કહ્યું છે. કે

## ॥ श्लोक. ॥

॥ अत्रापिवेदनिंदायामधर्मकरणे ॥
॥ तथानरकेनभवेत्यातःकिंतुही ॥
॥ नेत्रुजायते ॥

અર્થ.--ભક્તિની માર્ગના જીવ જો વેદની નિંદા કરે અથવા અધરમ કરે તો તેના દોશ વડે તે જીવ નરકમાં પ-

ડવા લાયક થઇ ચુકયો છે. પણ ભગવાનની ભકિતવડે તે જીવ નરકમાં તો પડતો નથી પણ હીન યોનીમાં જનમ પામે છે. એ રીતે વેદની નિંદા કરવાનો તથા વેદ આગ્ના ઉલંઘન કરવાનો દોશ કહ્યો છે, અને તે લોક એમ કહે છે કે વેદ મારગનો ત્યાગ કરવાનું એ મરમમાં કહ્યુ છે. પણ એ મરમના કરતા શ્રી દ્વારકેશજી માહારાજ મોટા વિદ્વાન પંડીત હતા, અને શ્રી માહાપ્રભુજીના સર્વ ગ્રંથો જાણતા હતા, તે શ્રી માહાપ્રભુજીના ગ્રંથથી વિરૂધ બોલે તો સર્વ વિદ્વાનો તેની મશાકરી કરે અને અવિદવાનમાં ગણાય. શ્રી દવારકેશજી માહારાજે એમાં વેદ આગ્ના ઉલંઘન કરવાનું કહુજ નથી એ મરમમાં કહુ છે. જે ( લોક વૈદક ત્યાગ શરન ગોપી શકો ) એનો અર્થ એ છેઃ લોક એટલે લોકોકફળ વૈદક એટલે વેદમાં કહું જે મોક્ષફળ એ બંને ફળની ઇચ્છા મુકીને ગોપીશ જે ગોપીના ઇશ એવા જે શ્રી કૃષ્ણ તેનીજ એક શરણ થવાની ઇચ્છા રાખવી લૌકીક વૈદક ફળની ઇચ્છા જરા રાખવી નહીં. એ રીતે નિસકામ ભકિતનુ સ્વરૂપ એ મરમમાં કહુ છે. તે નીસકામ ભકતીની રીતમાં ચાલવાનો જે મારગ છે તે પુષ્ટી મારગ કહેવાય છે એ રીતે પુષ્ટિ મારગનો અર્થ છે, તે વગર સમજે અગ્નાની લોક ગાડૂ તેમ બકે છે, તો તે બકો પણ એ બકવું કેવળ વેદ વિરૂધછે. માટે પુષ્ટિ માર્ગી જીવોને પુષ્ટિ મર્યાદાનો ભેદ હવે થોસમજી

રાખવો. કે જેથી દુષ્ટ લોકોનું બોલવુ તેના-હૃદયમાં ધર ન કરે એટલા સારૂ અમે. આ પ્રકરણ વિસ્તારથી લખ્યો છે. વળી અસુરલોકો વારેવારેલખેછે કે ખરા ગુરૂનીજરૂરછે એરીતે કેહેછે તે વાત અમે પણ કબુલ રાખિએ છિયેકે ખરાગરૂનીજરૂરછે પણ ખરા અને ખોટા એબને ગુરૂનીપરીક્ષા શાસ્ત્ર ઉપરથીજ થઈ શકે છે. પણ જે લોક શાસ્ત્રના સિધાંતને જાણવા વિશે આંધળા છે. તે આંધળા ખરા ખોટા રૂપઈઆની પરીક્ષા શો રોતે કરીશકશે. ભગવાનને પામવાનેસારૂ નીશકામ ભકતીના ઉપદેશક ગુરૂ જોઇએ. તે ગુરૂતો એક શ્રી મહાપ્રભુજી છે. બીજા તેવા નથી એ વાત શાસ્ત્ર રીતથી તપાસી જોતાં તથા તેના મારગની શેવા ભકતી રીત જોતાં તથા તેમના ગ્રંથ જોતાં માલમ પડી આવેછે. પણ જેને શાસ્ત્રના સિધાંતની ખબર નથી તેને એના ગ્રંથોની ખબર પણ નહી પડે. અને એના મારગની ચાલની પણ ખબર નહી પડે. કારણ કે તે લોકો નીશકામ ભકતીની રીતને સમજતા નથી. જો સમજતા હોય તો શ્રી માહાપ્રભુજીના મારગને ખોટો કહેજ નહી. તે નીશકામ ભકતીની રીત અમે શાસ્ત્ર પ્રમાણે ઉપર બતાવી છે. તેજ છે. બીજી રાત હોય તો અમને બતાવે એ રીતે શ્રીમહાપ્રભુજીએ મનની પ્રીત પુર્વક શેવાં કરવાને માનસી સેવા કહી છે. અને શેવા એજ શેવકનો મુખ્ય ધરમછે. એ પ્રથમ શ્લોકમાં કહ્યું છે. હવે ગ્રંથનો બીજો શ્લોક કહાછે.

## ॥ श्लोक. ॥

॥चेतस्तत्प्रवणंसेवातत्सिद्ध्यैतनुवित्तजा॥
॥ततःसंसारदुःखस्यनिवृत्तिर्ब्रह्मबोधनं॥

અર્થ—શ્રી કૃષ્ણ ની શેવામાં ચિત પરોવ્યુ રાખવુ એનુ નામ માનસી શેવા. તે માનસી શેવા તનુજા તથા વિતજા શેવા કરવાથી સિદ્ધ થાય છે. તે માનસી શેવાથી અહંતા મમતા રૂપ જે સંસાર તેના દુખની નિવૃતી થાયછે. અને બ્રહ્મના સ્વરૂપનુ જ્ઞાન થાયછે. એ મુળ શ્લોકનો અર્થ છે હવે એ શ્લોકનો ભાવાર્થ કહેછે. શ્રી મહાપ્રભુજીએ આ શ્લોકમાં શેવા બે પ્રકારની કહી. એક સાધન રૂપ અને બીજી માનસી એ બનેમાં માનસી શેવા ફલ રૂપ કહી છે. અને દેહ તથા વિત્તની શેવાને સાધન રૂપ કહી છે. તેનુ કારણ એછે કે કેટલાએક પુરૂષ ભગવાનનુ શેવન દેહ વડે કરેછે પણ મનમાં તેની પ્રીત શેવા ઉપર પુરી લાગતી નથી પોતાના બાપ દાદાની ચાલ પ્રમાણે શેવા તો કરે જાયછે. તેથી કરીને તેવુ મન સદા ભગવાનમાં રહેતુ નથી તેથી મનની શુધતા થતી નથી. અને મનની અશુધતા વડે જીવની અશુધતા રહેછે. અને મનની અશુધતા થએલી જીવની શુધતા થાય છે. જીવ પોતે તો ભગવાનનો અંશ છે માટે શુધ છે. માટે જીવના સ્વરૂપમાં અશુધતા નથી.

નુ મન અશુધ છે માટે જીવ અશુધ કહેવાય છે. તે થી મનની શુધતા થાય ત્યારે જીવની શુધતા થાયછે એ-ટલા સારૂ મનની શુધતા પહેલે થવી જોઇએ. તે સારૂ મન સદા ભગવાનમાં પરોવ્યુ રાખવુ તે મન ક્યારે પરોવ્યુ રહે જ્યારે એ જીવ સદા ભગવાનનુ શેવન દેહ વડે કરે, ધન વડે કરે ત્યારે તેના મનને નિત્ય અભીઆસ ભગવ-નમાં થાય એટલા સારૂ દેહ તથા ધન વડે હરીનુ શેવન નિત્ય કરવુ. જેથી કરીને આ જીવનુ મન સદા ભગવાનમાં રહુ આવે માટે મનનો અભીયાસ ભગવાનમાં થવા સારૂ સાધન એજ છે કે દેહ તથા ધન વડે શેવા કરવી. જો દેહ વડે શેવા ન કરે અને એકલો ધન વડેજ શેવા કરે તો પણ માનસી શેવા સીધ ન થાય કારણ કે બીજા પુરૂષ ને ધન આપીને તેની પાસેથી પોતાના ઠાકુરજીની શેવા કરાવે તેમાં તેના પોતાના મનને અભ્યાસ થતો નથી, માટે દેહ તથા ધનની શેવાને સાધન રૂપ કહી, ફળ રૂપ કહી નહી, એકલી માનસી શેવાનેજ ફળ રૂપ કહી, કારણ કે દેહતથા ધનની શેવા મનની પ્રીતિ પુરવક કરે તારેજ મનને અ-ભ્યાસ થાય છે, અને મનનો અભ્યાસ ભગવાનમાં થવાથી મન ભગવાન રૂપ થાય છે. તારેજ મનની અવિદ્યા મન-માંથી ખસે છે. અને મનમાંથી જ્યારે અવિદ્યા ખસે છે ત્યારે સંસારમાં જે આ જીવે સર્વ પદાર્થ પોતાનું કરીને માનેલા છે, કે આ સર્વ વસ્તુ મારી છે. તે વાતનું એને

જ્ઞાન થાય છે. કે આ સર્વે વસ્તુ મારી નથી. ભગવાને સર્વ વસ્તુ ઉત્પન્ન કરેલી છે. માટે એ મારી સઉ વસ્તુ ભગવાનની છે. અને મને પણ ભગવાને ઉત્પન્ન કરેલોછે. તથા અગ્યાર ઈંદ્રીઓ પણ ભગવાને આપી છે. માટે મારી દેહ તથા હું પણ ભગવાનનાજ છૈએ, એવું જ્ઞાન થાય છે. તારે પોતાને વિશે તથા આ જગતને વિશે બહ્મરૂપ બુધી થાય છે. તેથી અહંતા તથા મમતા આ જીવની છુટી જાય છે. જયારે અહંતા મમતા છુટેછે ત્યારે અહંતા મમતાથી ઉત્પન્ન થએલું જે દુઃખ તે પણ છુંટી જાય છે. કારણ કે જેટલું દુખ આ જીવને થાય છે તે અહંતા મમતાથીજ થાય છે માટે બધા દુખનું મુળ અહંતા મમતા છે. કોઇએ એ જીવને કડવું વચન કહું, તે ઉપરથી આ જીવને ક્રોધ ચડે છે કે એણે મને કડવો બોલ કહ્યો એમાં કારણ હું પદવીનો અભિમાન છે. તે અભમાનવડે આ જીવના શરીરમાં ક્રોધ આવે છે. તે ક્રોધ વડે તેની સાથે લડવા તૈયારથાય છે. મારામારી કરે છે તેમાંથી કોઈવાર એકબીજાનો ઘાત કરે છે, એટલે કરમ બંધનના ફાંસામાં જઇને પડે છે. એટલું બધું દુખ અહંતાવડે થાય છે. તેમજ મમતા એટલે આ દેહ તથા સ્ત્રી પુત્રાદિક મારા છે, એવું જે જાણવું તેનું નામ અહંતા કહે છે. મમતાવડે પોતાની દેહ તથા સ્ત્રી પુત્રાદિકનું પોષણ કરવા સારૂ પોતાની પુંજી ઉપરાંત રોજગાર કરવા

જાય છે તેમાં પુંછી ઓઇ પેસે છે અને કરજદાર થઇ જાય છે. પછી કરજ આપવાની એનામાં સામરથ રહેતી નથી તેથી તે કરજ આપવા સારૂ પાછો તે જીવને જનમ લેવો પડે છે એ રીતે મમતાવડે કુડ કપટ છળ ઇત્યાદી કરે છે તેથી કરમ બંધનના ફાંસામાં જઇને પડે છે. એ રીતે અહંતા મમતાવડે અનેક પ્રકારનાં દુઃખ આ જીવને ભોગવવાં પડે છે. એ અહંતા મમતાએ જીવને બ્રહ્મ રૂપ જ્ઞાન જગત વિશે તથા પોતાને વિશે થયું નથી તેથી ઉડે છે. જો એને બ્રહમ્રૂપતાનું જ્ઞાન જગતને વિશે તથા પોતાને વિશે થાય તો અહંતા મમતાથી જીવ છુટે. પ્રાણી માત્રમાં ભગવાન બીરાજે છે. એવું જો જ્ઞાન સરવ સાથે રાખે તો ટંટો કરવા નિંદા કરવામાં તેને કડવો શુકન કેહેવામાં તેના પૈસા ઘાલવામાં સરવ ઠેકાણે ભગવાનનો ભય તેના મનમાં રહે છે તેથી તે જીવ કરમ બંધનના ફાંસામાં આવતો નથી. તેથી પણ કોઇને એ રીતનું દુઃખ ભોગ કરવો પડતો નથી. એ કરમ બંધનના ફાંસામાંથી છોડાવનાર એક મનની પ્રીત ભગવાનના શેવનમાં છે. તેજ છે શ્રી ભાગવંતના દ્વાદશ સ્કંધમાં કહું છે

## ॥ શ્લોક. ॥

॥ परोक्षर्षाभगवतआत्मनोदुरितक्षयः ॥

અર્થ—ભગવાનની શેવા જે છે તે જીવના સરવ પા-

પનો નાશ કરે છે અને ગીતાજીના ત્રીગુણ વિભાગ અધ્યાયમાં પણ ભગવાને કહ્યું છે.

॥ શ્લોક. ॥

॥ मांचयोव्यभिचारेणभक्तियागेनसे ॥
॥ व्यतेसगुणान्समतीत्यत्री ब्रह्म ॥
॥ भूयायकल्पते ॥

અર્થઃ—ભગવાન કહે છે હે અરજુન મને જે પુરૂશ અનન્ય ભક્તિવડે શેવે છે તે પુરૂષ નિરગુંણ થઈને બ્રહ્મ ભાવને પાંમે છે. એ રીતે અનન્ય ભક્તિના શેવનવડેજ બ્રહ્મભાવ જગતને વિશે ઉતપન્ન થાય છે. બ્રહ્મભાવ એટલે ભગવાનના સ્વરૂપનો ભાવ પ્રાણી માત્રમાં ઉતપન્ન થાય છે. તેનું નામ બ્રહ્મભાવ કહે છે હવે ભક્તિ શબ્દનો અર્થ નારદ પંચરાત્રીમાં કહ્યો છે.

॥ શ્લોક. ॥

॥ माहात्म्यज्ञानपूर्वस्तुसुद्रढःसर्वतो ॥
॥ धिकःस्नेहोभक्तिरितिप्रोक्तःतथामु ॥
॥ क्तिर्नचान्यथा ॥

અર્થ--પ્રભુમાં માહાત્મજ્ઞાન સહીત અને સર્વથી અધિક દ્રઢ એવો જે ભગવાનમાં સ્નેહ તેનું નામ શાસ્ત્રમાં ભકતી કહેવાય છે. એવી ભકનીવડે જીવનુ જન્મ મરણ છુટે છે. બીજે પ્રકારે મોક્ષ થતી નથી. એ રીતે મનની દ્રઢપ્રીત ભગવાનમાં હોય તેનું નામ ભકતી છે. માટે માહાત્મજ્ઞાન સહીત પ્રીત જોઇએ. માહાત્મજ્ઞાનનો અરથ એ છે કે ભગવાન દેવતાઓના પણ દેવ છે. માટે સર્વના રાજા છે. તે રાજાની ચાકરી જેમ ભય સહીત તેના ચાકર કરેછે તેમ ભગવાનની શેવા ભગવાનને એવા જાંણીને ભયસહીત કરવી. બીજુ માહાત્મજ્ઞાન એજે ભગવાન પોતાની ઈચ્છા વડે સર્વ જગત રૂપ અંશે કરીને થયાછે. માટે કોઇ પ્રાણીનો અપરાધ કરીશતો તેમાંજે ભગવાન છે તે મારા ઉપર અપ્રસન થશે અને દંડ કરશે. એ રીતેનુ માહાત્મજ્ઞાન ભગતને રાખવુ બીજુ શેવા વિશેષી માહાત્મ જ્ઞાન ન રાખવું જેમ આસુરી જીવો કહે છે કે વેદમાં કહ્યું છે કે ભગવાનને ભુખ તરસ નથી શીત ઉસ્ણતા નથી. પણ અજ્ઞાની લોકો ભગવાનને ભોગ ધરે છે. પાણીધરેછે શીઆળામાં દેવતાની શઘડીતાપવાસારૂમુકે છે ઉનાળામાં પંખાકરે છે એરીતે કરનારા જીવો ભગવાનના સ્વરૂપને માણસ બરાબર ગણે છે માટે પાપી છે. એ રીતે કહીને ભગવાનના શેવનથી તેને ભ્રષ્ટ કરાવે છે પણ ભગવાનની શેવાની રીત જે વેદ પુરાણોમાં કહીછે તે

ભગવાનને માણસ જેવા જાણીને કહી નથી ભગવાનને ભુખ તથા શીત ઉષ્ણતા જદપી લાગતી નથી તથાપી આપણે શર્મેને અનુસાર સર્વ કરવું ઘટે છે. કારણ કે આપણી પાસે જે સતા છે તે ભગવાનની આપેલી છે આપણા મેળવેલી નથી તેથી જેની સતા છે તે તેને પાછી ન આપે તો તે પુરૂષ કૃતઘ્ની અને દેવગોચ્યા કેહેવાય છે માંટે આપણે તો ભગવાનને રાજાના રાજા અને દેવના દેવ જાણીને તેની રાજ રીત પ્રમાણે શેવા કરવી જો રાજ રીત પ્રમાણે શેવા ન કરે ત્યારે દાસ શેનો કહેવાય ચાકરી કરે તેજ ચાકર કહેવાય માટે દાસનો ધરમ એજ છે કે પોતાના ધણીને અરપણ કરીને પછી તે વસ્તુનો ઉપયોગ કરવો ધણીની વસ્તુંનો ઉપયોગ પોતે એકલેજ નહી કરવો અને શીત ઉષ્ણતા ભગવાનને લાગતી નથી તથાપી વાછલતા ભાવના રાખતા શીત ઉષ્ણતા ન તપાસે તો વાછળતા ભાવનો નાશ થાય માટે શાસ્ત્રમાં કહ્યું છે.

## ॥ श्लोक. ॥

## ॥ यथा देहे तथा देवे ॥

અર્થ--માટે શાસ્ત્રમાં દેહવત ભગવાનને વિશે વાછળતા રાખી શેવા કરવી કહી છે જો વાછળતા ન રાખે તો સ્નેહનો

નાશ થાએ માટે અસુર શીધાંત વેદ વીરૂધ્ધ અને શૈવા વીરૂધ છે માટે વાછળતા ભાવ વિશે માહાત્મ ગ્નાન ન ર રાખવું એ વેદ શીધાંત છે. આસુરી લોક વેદના એપેક્ષા પક્ષને લેઇને આળે છે પણ વેદના બીજા પક્ષને માનતા નથી.—પણ વેદનો અરથ બધા પક્ષસાથે મેળવીને કરવો કહોછે તે રીતે નારદજી વાશજી આદ લેઇને બીજા રૂશીયો વેદના સરવ પક્ષને મેળવીનેશૈવા મારગ કહ્યો છે. તે જ મપ્રાણે ચાલવુ એટલા સારૂ ભગવાનનું માહાત્મ ગ્નાન જેટલે ઠેકાણે રાખવું કહ્યું છે તેટલેજ ઠેકાણે રાખવું ઇશ્વ રને સરવ શકતીમાન સરવના કરતાં સરવ રૂપ સરવેના ધ ણી સરવ ઠેકાણે વ્યાપક જાણીને તેનો ભય રાખવો. એ વું માહાત્મ ગ્નાન અવસ્ય રાખવું જોઇએ એ માહાત્મ ગ્ના ન ન રાખે તો કરમ બંધનની ફાંસો એના ગળામાં પડે તે થી જનમ જનમમાં એ જીવ દુઃખ પામે એટલા સારૂ શ્રી માહા પ્રભુજીએ ત્રીજા શ્લોકમાં પુરણ પુરસોતમનું સ્વરૂપ તથા જગતનું સ્વરૂપ શું છે. તેનું વરણન કરે છે.

## ॥ श्लोक. ॥

॥परंब्रह्मतुकृष्णोहिसचिदानंदकंब्रहत्॥
॥ द्विरूपंतद्धिसर्वंस्यादेकंतस्माद्विल ॥
॥ क्षणं ॥ ३ ॥

અર્થ—પરબ્રહ્મ એટલે પુરણ પુરશોતમ તો એક શ્રી કૃષ્ણ છે; તે સચ્ચીદાનંદ સ્વરૂપ છે તે શ્રી કૃષ્ણનું અધ્યાત્મિક સ્વરૂપ અક્ષર બ્રહ્મ છે. તે પણ સચ્ચિદાનંદ સ્વરૂપ છે. તે અક્ષરબ્રહ્મના બે સ્વરૂપ છે તેમાં એક સ્વરૂપ જગત રૂપ થયું છે. અને બીજુ સ્વરૂપ જગતથી જુદુ છે એ મુળ શ્લોકનો અર્થ છે. હવે આ શ્લોકનો ભાવાર્થ કહીએ છે એ શ્લોકમા માહાપ્રભુજીએ કહ્યું કે પુરણ પુરશોતમ તો એક શ્રી કૃષ્ણ છે એ વાત નિશ્ચે કરીને વેદમાં કહી છે વેદના ગોપાળતાપની ઉપની શદમાં કૃષ્ણ નામનો અર્થ કરેલો છે કે, કૃષ્ણ શબ્દનો અર્થ સત અને ણ શબ્દનો અર્થ આનંદ તે સત અને આનંદ એ બે પદ એકઠાં કરીએ ત્યારે સદાનંદ એવું સિદ્ધ થાય તે સદાનંદ સ્વરૂપ જે પુરણ પુરશોતમ છે તે ને વેદ કૃષ્ણ નામે કરીને કહે છે અને શ્રી કૃષ્ણ છે તે પૂરણ બ્રહ્મ છે એવું યજુર વેદની શ્રુતીમાં પણ કહ્યું છે વેદનો અર્થ એટલે વેદમાં ફલરૂપ સ્વરૂપ શ્રીકૃષ્ણ છે. એવુ કૃષ્ણ ઉપનીશદમાં કહયુંછે એ વેદના વચન અમે ચોપાની યાંમાં લખી શકતા નથી. એજ વેદનો અર્થ ભાગવતમાં તથા ગીતાજીમાં વ્યાસજીએ કહેલો છે જેટલી વારતા ભાગવતમાં કહીછે તેટલી વારતા વેદમાં છે. એ વારતા પ્રીત કરીને જાણવી અને વેદને વિશે પુરાણોને વેદ રૂપ કહેલા છે માટે પુરાણના વચન સરવે માનવાં કહ્યાં છે, શ્રુ

ઉતમી તંત્રના અઢારમા અરણુવમાં કૃષ્ણ શબ્દનો અરથ વેદ વચન પ્રમાણે કરેલો છે.

॥ श्लोक. ॥

॥ कृषिशब्दश्चसत्तार्थोणश्चानंदस्व ॥
॥ रूपकःसुखोरूपोभवेदात्माभा ॥
॥ वानंदमयत्वतः ॥

અર્થ. કૃષ શબ્દ છે તે સતનો વાચક છે. અને ણ શબ્દ છે તે આનંદનો વાચક એવા જે સદાઆનંદ સ્વરૂપ તેને કૃષ્ણ કહે છે. મોટા ગાતમી તંત્રમાં કહ્યું છે.

॥ श्लोक. ॥

॥ कृषिशब्दोहिसत्तार्थोणश्चानंदवा ॥
॥ चकसत्तास्वानंदयोर्योगात्चित्प ॥
॥ रब्रह्मचोच्यते ॥

અર્થ.—કૃષિ શબ્દ સતનો વાચક ણ શબ્દ આનંદનો વાચક એ બનેના યોગવડે ચિત એટલે ચેતન્યરૂપ એવા જે પૂરણબ્રહ્મ તેને કૃષ્ણ નામે કરીને વેદમાં કહે છે. એ

રીતે વેદમાં જેને કૃષ્ણ કહ્યા છે. તે પુરણ પુરશોત્તમ છે તેજ સચ્ચિદાનંદ નામ કરીને વેદમાં કહ્યા છે. માટે શ્રી માહાપ્રભુજીએ પુરણ પુરશોત્તમનું નામ આ શ્લોકમાં સચ્ચિદાનંદ સ્વરૂપ કહ્યું છે. તે પુરણ પુરશોત્તમનું જે અક્ષરધામ છે. તેમાં પુરણપુરશોત્તમે પોતાના સતચીત અને આનંદ એ ત્રણે અંશ કરીને મુકેલા છે. તેનું નામ અક્ષર બ્રહ્મ છે. તેથી અક્ષર બ્રહ્મ પણ સચ્ચિદાનંદ કેહેવાય છે. તે અક્ષર બ્રહ્મના ત્રણ અંશ જગતરૂપે થયા છે. શતાના અંશમાંહેથી પંચમાહાભુતજડ પદાર્થ થયુંછે અને ચિતના અંશ માંહેથી ચૈતન્ય રૂપ જીવ નિકલ્યો છે. અને આનંદના અંશ માંહેથી પરમાત્મા જેને સાક્ષી રૂપ કહે છે તથા જેને અંતરયામી કહે છે. તે નિકલ્યા છે. તે અંતરયામી જીવના માંહે જુદ સ્વરૂપે બીરાજે છે. એ રીતે અક્ષર બ્રહ્મના ત્રણ અંશથી આ જગત ઉત્પન થયું છે. માટે આ જગતનું આધિદૈવક સ્વરૂપ શ્રી કૃષ્ણ છે અને અધ્યાત્મિક સ્વરૂપ અંતર બ્રહ્મ છે. અને આધિભોતક સ્વરૂપ આ જગત છે. એ રીતે સુખ અંશે કરીને આ જગત સાથે પુરણ પુરશોત્તમની એકતા છે માટે આ જગત સાથે શ્રી કૃષ્ણનું અદ્વૈત પણ છે અદ્વૈત એટલે વચમાં કાળમાયા કાંઈ નહી કેવળ ભગવાન છે તેને અદ્વૈત કહે છે અને સુધ ત્રણ અંશે કરીને જે અદ્વૈત તેનેશુધા દ્વૈત કેહેછેઆ માહા પ્રભુજીના મતનું નામ

સુખાદ્રષ્ટિત છે એ વાત દ્રિપાદ રાખવી એજ વારતા ગીત તાજના પંદરમા અધ્યાયમાં કૃષ્ણને કહી છે.

॥ श्लोक. ॥

॥द्वाविमौपुरुषौलोकेक्षरश्चाक्षरमे॥
॥ वचाक्षर: सर्वाणिभूताणिकूट॥
॥ स्थोक्षरउच्यते ॥ १ ॥ उतम:॥
॥ पुरुष स्त्वन्यमक्षरादपोचोत ॥
॥ म:अतोस्मीलोकेवेदेचप्रथित:॥
॥ पुरषोत्तम:॥ २ ॥ योमामेव ॥
॥ मसंमूढोजानाति पुरुषोत्तमं ॥
॥ ससर्वेवितभजातिमांसर्व भा ॥
॥ वेनभारंत: ॥ ३ ॥

અર્થ—આ લોકને વિશે જે પુરૂષ છે તેમાં એક ક્ષર અને બીજો અક્ષર તેમાં પ્રાણી માત્ર ક્ષર છે અને જેમા એ પ્રાણી માત્ર રહે છે તે અક્ષર છે એ બંને કરતાં શ્રેષ્ટ પૂરૂષ અન્ય તે અક્ષર કરતાં પણ શ્રેષ્ટ છે તે હું છું જેને વેદ શાસ્ત્રને વિશે પ્રસિધ્ધ પુરૂષોત્તમ કરીને કહે

છે. માટે અજ્ઞાન પણ મુકીને એવા પુરશોતમ મને જાણીને જે પૂરૂષ સરવ ભાવે કરીને મનેજ ભજે છે તેને સરવ શાસ્ત્રના તત્વનો જાણનાર સમજવો એ રીતે અરજુન પ્રતિ શ્રી કૃષ્ણે પોતે કહ્યું છે——માટે શ્રી કૃષ્ણ છે તેજ પૂરણ પુરશોતમ છે સરવ વેદનો સાર ગીતાજી તેમાં એ રીતે કહ્યું છે તેજ રીતે શ્રી ભાગવતના પ્રથમ સ્કંધને વિશે ચોવીશ અવતારનાવર્ણનમાં કહ્યું છે.

॥ श्लोके. ॥

॥ एतेचांशकलापुंसोकृष्णस्तुभ ॥
॥ गवानस्वयं ॥

અર્થ શ્રી રામચંદ્રજી તથા નારાયણ તથા નરસિંહજી તથા પ્રતીકલી જુગમાં પ્રગટ થાય છે તે કૃષ્ણ વામજી ઇત્યાદી સરવ અવતારો પૂર્ણ કૃષ્ણના કોઇ અવતાર અંશ છે કોઇ અવતાર કળા રૂપ છે શ્રી કૃષ્ણ છે તે સ્વયં ભગવાન છે સ્વયં ભગવાન એટલે પોતેજ પોતાના સરવ ઐશ્વર્યાદી કે કરીને પછી પુર્ણ છે બીજા અવતાર જે છે તેને પૂરણ કૃષ્ણના આપેલા ઐશ્વર્ય દીક પરમ છે તેથી તે પણ ભગવાન કહેવાય છે પણ તે સ્વયં ભગવાન કહેવાતા નથી એટલા સારૂ આંહીઆં પ્રતીકુળ જુગ અવ રોત ધારણ કરનાર કૃષ્ણ અને બળદેવને અશમ

ગણાને પછી પુરાણ કૃષ્ણ પચીશમાં અધ્યાયમાં શુકદેવે જુદા કહ્યા છે એટલા સારૂ શ્રી મહાપ્રભુજી એ કૃષ્ણ સારસ્વત કલ્પનાં શ્રી કૃષ્ણને પુરાણ કહ્યા છે કારણ કે વેદ ને વરદાન પુરાણ પુરશોતમે આપ્યુ હતું તેથી વેદનો મનોર્થ પુરાણ કરવા સારૂ પુરાણ કૃષ્ણ પ્રગટ થયા હતા તેની કથા બ્રહ્મવૈવર્ત પુરાણમાં કહી છે અંશ કૃષ્ણ શ્રી ભાગવતના દ્વિતિય સ્કંધમાં ગણેલા છે.

॥ श्लोक. ॥

॥ हरेरंशाविहागतौसितकृष्ण ॥

॥ केसौ ॥

અર્થ- હરીના બે અંશ શામ અને શ્વેત કેશ કૃષ્ણ બળદેવજી એ બને પૃથ્વીમાં પ્રગટ થયા છે. ભુમીનો ભાર ઉતારવા સારૂ એ રીતે ભાગવતના દ્વિતીય સ્કંધમાં કહ્યુંછે. અને ભાગવતના ચતુર્થ સ્કંધમાં કહયુંછે. કે નર નારાયણનો અવતાર શ્રી કૃષ્ણ અરજુન છે. પણ એ બને વાત પ્રથમ સ્કંધથી ઉલટી છે. અને એ બને વાતના કેહેનાર તો વ્યાસજી એક છે. તેથી વ્યાસજી એ અંશ કૃષ્ણ અને પુરાણ કૃષ્ણમાં ભેદછે એવું જાણ્યું છે. બીજા કલ્પમાં રામચંદ્રજીના તથા રમા વૈકુંઠવાસી શ્રી કૃષ્ણના તથા નારાયણના અંશથી કૃષ્ણ અવતાર પ્રગટ થાયછે એવું પુરાણ

મા કહ્યુ છે રમા વૈકુંઠવાસી કૃષ્ણની કથા કૃષ્ણ જન્મ ખ
ંડમા કહીછે માટે પૂર્ણ કૃષ્ણ પોતે ત્રણ સ્વરૂપે કરીને બીરા
જમાનછે શ્રી કૃષ્ણનું એક સ્વરૂપ રમા વૈકુંઠમાં બીરાજેછે
અને બીજુ સ્વરૂપ અક્ષર બ્રહ્મ ધામમાં બિરાજેછે તેની
કથા પુરશોતમ માશમાં કહીછે અને ત્રજુ સ્વરૂપ અક્ષર બ્રહ્મ
ધામમા ગોલોક ધામછે જેને પુરાણમાં પાપી વઇકુંઠ કહે
છે અને વેદમાં ગોલોક ધામ કહેછે તેમાં પુરાણ કૃષ્ણ બિ
રાજેછે એ રીતે ત્રણ સ્વરૂપે કરીને ત્રણ ધામમાં શ્રી કૃષ્ણ
બીરાજેછે આ માહાપ્રભુજીના મારગમાં પુરાણ કૃષ્ણનું ભ
જન સ્મરણ કરવું કહ્યુછે એ સર્વે પુરાણોની વારતાના જા
ણનાર શ્રી માહાપ્રભુજીછે. તે વેદ પુરાણની વાતનો નિશ્ચે
કરીને એ વાત કહીછે તે સારૂ શ્લોકમા હી પદ કહ્યો છે
હી એટલે નિશ્ચેજ એક શ્રી કૃષ્ણ પુરણ બ્રહ્મછે. બીજો કો
ઈ પુરણ બ્રહ્મ નથી. કારણકે
વેદના ઉપનીશદામાં સર્વ દેવતાઓને પરબ્રહ્મરૂપ કહ્યા છે.
અને વળી પરબ્રહ્મતો વેદમાં એકજ કહ્યા છે. જો સરવે
પરબ્રહ્મ હોય તો વેદમાં એક પરબ્રહ્મ કહ્યું છે. તે વાત
માં વીરોધ આવે છે. જેમ ચક્રવરતી રાજા તો એકજ હોય
સરવ ચક્રવરતી રાજા કહેવાએજ નહી. કેમકે સઉ સરદાર
કહેવાય ત્યારે સરદારપણું સંભવે નહી. સરદાર કરતાં બીજા
ઉતરતા હોય ત્યારેજ તેને સરદારપણું કહેવાય. વેદને વિ
ષે શિવબ્રહ્માદી શકતી વીગેરે સર્વને પરબ્રહ્મ કહ્યા છે. પણ

તે સર્વેની ઉતપતી ભગવાનમાંથી કહી છે. માટે ઊતપન કરનાર સઉના બાપ એક ભગવાનજ છે. તેજ સઉથી મોટા છે અને સર્વેને હુંકમમાં ચલાવનારછે. પણ અંગા અંગી ભાવે કરીને વેદમાં સર્વેને પરબ્રમ કહ્યા છે. જેમ અંગનો એક ભાગ અંગી જે પુરૂષ તેના અંગ સાથે મળેલો છે. માટે અંગાઅંગી ભાવે કરીને અંગી સાથે એક રૂપ છે. એટલા સારૂ વેદમાં સરવ દેવતાઓને પરબ્રહ્મરૂપ કહેલા છે પણ અંગનો એક ભાગ અંગી પુરૂષના હુકમમાં છે. તેમ સરવ આવતાર તથા સરવ દેવતા પુરણબ્રહ્મ શ્રી કૃષ્ણના આગ્ના કારી છે અને અંશ રૂપ છે. માટે દેવતાઓની નીદા ન કરવી. દેવતાઓની નીંદા કરવી એ વાત શ્રી માહાપ્રભુજીના ગ્રંથથી વિરૂધ છે એજ રીતે પુરાણોમાં કહ્યું છે. અને એજ રીતે શ્રી માહાપ્રભુજીએ ગ્રંથોમાં કહ્યું છે. પણ સેવા સ્મરણ કરવા જોગ એક પુરણ પુરસોતમ છે. બીજા નથી તેથી બીજાનો આશ્રય ન કરવો. તેને પોતાના સ્વામી કરીને ન માંનવા. એટલોજ ભજવામાં ભેદ રાખવો અન્યમારગી લોકના માનવામાં અને આપણા માનવામાં એટલોજ ભેદ છે કે અક્ષરબ્રહ્મનુ એક સ્વરૂપ જગત રૂપ છે. ને બીજુ સ્વરૂપ જગતથી જુદુ છે જેની બ્રહ્મગ્નાની ઊપાસના કરેછે અને બ્રહ્મગ્નાનીને મુક્તીનુ સ્થાન છે ને પુરસોતમને બીરાજવાનુ ધામ છે. તે સ્વરૂપ જગતથી જુદુ છે. પણ માયાવાદી લોક શાસ્ત્રને ન માનતાં પોતાની મનકલ્પ

નાથી એમ કહે છે કે માયાથી જગત ઉત્પન થયુ છે. પરમેશ્વર આ જગતના કરતા નથી, પરમેશ્વર તો કાષ્ટના પુતળાની પેઠે કાંઈજ કરતા નથી. અને ફળ પણ આપતા નથી. અને પરબ્રહ્મ નીરાકાર છે તે સરવ ઠેકાણે વ્યાપક છે. માટે તેને રેહેવાનુ અક્ષર બ્રહ્મ ધામ પણ નથી આખુ જગત તેને રેહેવાનુ ધામ છે એ રીતે વેદ ગીતા ભાગવતથી ઉલટુ માને છે પણ શ્રી માહાપ્રભુજીનુ બોલવું કેવળ શાસ્ત્ર પ્રમાણેજ છે. એક અક્ષર પણ શાસ્ત્ર વિરૂધ શ્રી માહાપ્રભુજીએ પોતાની મનકલ્પનાથી લખ્યો નથી તે સારૂ શ્રી માહાપ્રભુજીએ જે શ્લોકમા કહ્યુ તેને શાસ્ત્ર પ્રમાણ કહેછે ગીતાનો આઠમા અધ્યાય આખો અક્ષર પરબ્રહ્મ ધામના વરણનનો છે. તેમાં ભગવાને પોતે કહ્યુ છે.

## ॥ श्लोक. ॥

॥ अव्यक्ताद्वयक्तय: सर्वा: प्रभ ॥
॥ वंत्यहरागमेराव्यांगमेविलीयं ॥
॥ तेतत्रैवाव्यक्तसंज्ञके ॥१॥ अ ॥
॥ व्यक्तोक्षरईत्युक्तस्तमाहु:पर ॥
॥ मांगातिम॥यंप्राप्यनानिवर्तते ॥

॥ तद्धामपरमंमम ॥ २ ॥ पुरूषःसप ॥
॥ रःपार्थभक्त्यालभ्यस्त्वनन्वया ॥य ॥
॥ स्यांतस्थानिभूतानियेनसर्वमिदंतत ॥
॥ म ॥ ३ ॥

અર્થ અવ્યકત જે અક્ષર બ્રહ્મ તે થકી બ્રહ્માજી
ના પ્રાતઃકાળવિશે પ્રાણી માત્ર ઉતપન થાય છે અને બ્ર
હ્માજીની રાત્રીને વિશે તેજ અક્ષર બ્રહ્મમાં સરવ પ્રાણી
માત્ર લીન થાય છે ૧ અવ્યકત તે અક્ષરબ્રહ્મ જાણવું.
તેજસરવપ્રાણીની પરમગતીછે જેનેપ્રાપ્તથઈપાછો પૃથ્વીમાંજ
ન્મન પામે એવુ મારૂપરમ ધામ રૂપછે અક્ષરબ્રહ્મ પૂરૂ
ષ જેછે તે સરવથી જુદુ છે માટે હે અરજુન કેવળ અ
નન્ય ભકતીવડે તે આ જીવને પ્રાપ્ત થાય છે. જેને વીશે
આસરર્વ પ્રાણીમાત્ર પ્રલયશમે રેહેછે, અને સ્રષ્ટીની ઉત્પ
તીસમે સરવ પ્રાણી માત્ર જગત જે થકી ઉત્પન થાય છે
એ રીતે અક્ષર બ્રહ્મ પરમેશ્વરનું ધામ રૂપ કહ્યું છે. તે
ધામમાંથી સરવ જગતની ઉત્પતી કહી. અને પ્રલય શમે તે
અક્ષર બ્રહ્મ ધામમાં પાછુ સરવનું રેહાણ કહ્યુ અને અન
ન્ય ભકતીવડે જ્ઞાનીઓને તેના પ્રાપ્તી કહીએ રીતે વેદનું
સાર જે ગીતા તેમાં કહ્યુ. તે રીતે શ્રી માહારૂ પ્રભુજીએ

તથા શ્રી ગુસાંઇ જીએ કહ્યું છે. હવે જુઓ કે માયાવાદી જગતની ઉત્પતી માયા થકી કહેછે. અને ભક્તી મુકીને એકલા જ્ઞાનવડે પ્રાપ્તી કહે છે. એ વારતા શાસ્ત્રથી કેટલી ઉલટી છે! અને અવ્યક્ત એટલે અસ્પષ્ટ જે વસ્તુ લોકોના જોવામાં ન આવી શકે તેને અવ્યક્ત કહે છે. તેનો અરથ નીરાકાર એવો ગીતાજીની ટીકા જે છપાઈમા છપાઈ છે.તેમાં કરેલોછે એવા ઉધા અરથ કરીને માયાવાદી પંડીતો લોકોની બુધીને બ્રહ્મ ઉ'જ્ન્નંવેછેઅને એ અક્ષર બ્રહ્મ ને પરમેશ્વરનુ ધામ રૂપ કહ્યુ છે નેમાયાવાદી કહેછે કે પરમેશ્વરને ધામજ નથી- એ રીતે શાસ્ત્રથી ઉલટુ મન કલ્પીત માને છે હવે જુઓ કે જે રીતે ગીતાજીમા કહ્યુ તેજ રીતે ભાગવતતૃતીઅ સ્કંધમાં કહ્યું છે.

॥ श्लोक. ॥

॥ दसोत्तरेधिकायत्रप्रविष्ट:परमाणुवत् ॥
॥ लक्ष्यंतेतर्गताश्चान्येकोटिशोह्यंडराश ॥
॥ य: ॥ १ ॥ तदाहुरक्षरंब्रह्मसर्वकारण ॥
॥ कारणंविष्णोर्धामपरंसाक्षातंपुरूष ॥
॥ स्यमाहात्मन: ॥ २ ॥

અરથ આ બ્રહ્માંડને એક એકથી દશગણુ આવરણ

છે એવા કોટી બ્રહ્માંડોનો સમુદાય જે અક્ષર બ્રહ્મધામ માં પરમાણુની પેઠે રહેલા દેખાય છે પરમાણુ એટલે સુરજનો પ્રકાશ જે ઘરના છીદ્રમાં પડે છે તેમાં ઝીણીઝીણી રજ જે ઉડતી દેખાય છે તેને પરમાણુ કહે છે એ રીતે આ મોટા બ્રહ્માંડો જેમાં રહેલા દેખાય છે તેને અક્ષર બ્રહ્મ કહેછે. તેજ અક્ષરબ્રહ્મ સરવેના કારણનુ કારણ છે અને મહાપુરૂષ એવા જે શાક્ષાત પુરણ પુરશોતમ તેનુ પરમધામ રૂપ છે આ શ્લોકમાં કહ્યુ જે સરવ કારણનુ કારણ અક્ષરબ્રહ્મ છે તેનો અરથ એછે કે સરવ જગતનુ કારણ પ્રકૃતી અને પુરૂષ છે તેપ્રકૃતી પુરૂષનું કારણ પણ અક્ષરબ્રહ્મ છે માટે જગતનુ કારણ અક્ષરબ્રહ્મજ છે માયા નથી કારણ જે પ્રકૃતી નામ માયાનુ છે તે માયાનુ કારણ પણ અક્ષરબ્રહ્મને આ શ્લોકમાં કહ્યુ છે અને પુરણ પુરશોતમનુ ધામરૂપ કહ્યું છે અને સઉ બ્રહ્માંડોથી જુદુ કહ્યુ છે જે રીતે શ્રી ગોસાઈજીએ ટીકામાં કહ્યુ છે એજ અક્ષરબ્રહ્મની ઉપાશના બ્રહ્મજ્ઞાની લોક કરેછે તે ગીતાજીના બારમા અધ્યાયમાં કહ્યુ છે.

## ॥ श्लोक. ॥

॥ अर्जुनउवाच ॥ एवंसततयुक्ताये ॥
॥ भक्तास्त्वांपर्युपासते ॥ यचाप्यक्षर ॥

॥ मव्यक्तंतेषांकेयोगवित्तमाः ॥ १ ॥
॥ श्री भगवानुउवाच ॥ मथ्यावेश्वम ॥
॥ नोवेमांनित्ययुक्ताउपासते ॥ श्रद्ध ॥
॥ यापरयोपेता ॥ स्तमेयुक्ततमामताः ॥
॥ येत्वक्षरमनिर्देश्यमव्यक्तंपर्युपासते ॥
॥ सर्वत्रगमचिंत्यंचकुटस्थमचलंध्रुवं ॥३॥
॥ सन्नियम्येद्रियग्रामंसर्वत्रसमबुध्यते ॥
॥ प्राप्नुवंतिमामेवसर्वभूतहितेरताः ॥४॥
॥ क्लेशोधिकतरस्तेषामव्यक्तासक्तचेत ॥
॥ साम ॥ अव्यक्ताहिगतिर्दुःखंदेहव ॥
॥ द्भिरवाप्यते ॥ ५ ॥ येतुसर्वाणिक ॥
॥ र्माणिमयिसन्यस्यमत्पराः ॥ अन ॥
॥ न्येनैवयोगनमांध्यावंतउपासते॥ ६ ॥
॥ तेषामहंसमुद्धर्तामृत्युसंसारसागरात् ॥
॥ भवाभिनचिरात्पार्थमथ्यावेशितचे ॥

॥ तसाम ॥ ७ ॥

અર્થ—અરજુન ભગવાનને પ્રશ્ન કરે છે, કેહે ભગ
વાન, તમે મને જે અગીઆરમા અધ્યાયમાં શાકાર રૂ
રૂપ દેખાડાવ્યું અને તમે કહ્યું જે અનન્ય ભકતીથી મારૂ
દરસન થવાને સરવને યોગ્ય છે. બીજુ સાધન એને નથી.
એ રીતે નીરંતર જે ભકત તમારા સાકાર સ્વરૂપની ઉપાસ
ના કરે છે. અને કેટલાએક અક્ષર બ્રહ્મ જે જોવામાં આ
વી શકતું નથી તેનું નીરાકાર સ્વરૂપ સમજીને તે નીરાક
રની ઉપાશના કરે છે. એ બંનેમાં શ્રેષ્ટ કોણ છે? તે મને
કહો એ રીતે પૂછયું. તેનો ઉતર હવે ભગવાન કહે છે.
મારે વીશે મન રાખીને મારી જે જીવ ઉપાશના નીત્ય શ્ર
ધા પૂર્વક કરે છે તેને હું શ્રેષ્ટ કરીને માનું છું ૨. અને જે
જીવ અક્ષર બ્રહ્મની ઉપાશના કરેછે પણ તે અક્ષર બ્રહ્મ
કેવું છે કે તે દ્રષ્ટાંતથી બતાવવામાં આવતું નથી જેમ સુ
રજનો પ્રકાશ કેવો છે જે બતાવવાને દ્રષ્ટાંત છેજ નહી—એ
મ જાણવું અને તે અક્ષર બ્રહ્મ દ્રષ્ટીથી જોવામાં નથી આવતું
સરવત્ર વ્યાપક છે. અને તેનું ધ્યાન પણ થઇ શકતું નથી. શરવ
પ્રાણી માત્ર જેમાં રહે છે તે અચળ છે કદી ચલાયમાંન
પ્રલય કાળમાં થતુ નથી ૩ એવા અક્ષર બ્રહ્મને સરવ ઈં
દ્રીઓને નીયમમાં રાખીને સરવ જગતને વીશે સમાન બુ
ધી અક્ષર બ્રહ્મની રાખીને સરવ પ્રાણી માત્રના હીતને વી

શી પ્રીત છે જેનો એવા જે પુરૂષ છે તેમને પામે છે ૪ પણ એવી અક્ષર બ્રહ્મનો ઉપાસનાં કરવામાં આ જીવને પ ણોજ કલેશ ઉત્પન્ન થાયછે કારણ કે તેનુ સ્વરૂપ જોવામાં આવી શકતુ નથી તેથી તેની ઉપાસના તથા ધ્યાન થઈ શ કતુ નથી તેથી આ મનુષ્યને અક્ષર બ્રહ્મ પામવું ઘણુંજ ક કઠણ છે ૫ પણ જે પુરૂષ મને સરવ કરમનું અરપણ કરીને એટલે ( આત્મનીવેદન કરીને ) મારી શરણથઈને અન ન્ય ભક્તી વડે માંરૂ ધ્યાંન કરે છે. અને મારૂ શેવન કરે છે ૬ એવા ભક્તોને હું આ કાળરૂપી સંસારથી હું થોડા એક કાળમાં સારી રીતે ઉદ્ધાર કરૂં છું કારણ કે તેણે મારે વીશેજ ચીતનું આરોપ કરેલું છે એ રીતે ભગવાને પોતા ના સરકાર સ્વરૂપની ઉપાસના કરનારને શ્રેષ્ટ કહ્યા છે અને તે ઓનેથોડા કાળમાં જ પોતાની પ્રાપ્તી કહી છે, અને અ ક્ષર જેને બ્રહ્મતાની નીરાકાર કરીને માને છે'અને સાકાર સ્વરૂપની ઉપાસના કરતાં શ્રેષ્ટ માને છે તેની ઉપાસનાં ક રવામાં અતીશે કલેશને દુખીઆ જીવને પામવું પડે છે અને તે અક્ષર બ્રહ્મની પ્રાપ્તી પણ મનુષ્યને એ રીતે ઘણી મુશકલ કહી છે કદાચ કોઈએક ને થઈ શકે છે. એ રીતે નીરાકારની ઉપાશના કરતાં શાકાર સ્વરૂપની ઉપાશનામાં સુ ખ અને આ જન્મમાંજ ભગવાનની પ્રાપ્તી કહી છે. પણ અભાગીય જીવ જે છે તે શાકાર સ્વરૂપની ઉપાસના ને કનીષ્ટ કરીને માને છે અને નીરાકારની ઉપાશનાને શ્રે-

ષ કરીને માને છે. અને આ જન્મથીજ પ્રાપ્તી થવી છો ડીને અનેક જન્મે કરીં પ્રાપ્તી થવાની ઇચ્છા રાખે છે તે પ્રામી પણ અક્ષર બ્રહ્મની મુકતીપણ શાક્ષાત ભગવાનની પ્રામી નહીં. કેમકે પંદરમા આધારમાં ભગવાને કહ્યું છે કે અક્ષર બ્રહ્મથીહું જુદોછું શ્રેષ્ઠછું અને પુરશોત્ત મછું માટે અક્ષર બ્રહ્મની પ્રામી બ્રહ્મ જ્ઞાનીને થાય છે તેસારૂ ભગવાનના ભકતોએ એવા લોકો જે શાસ્ત્રથી ઉલટા મા નનારા છે તેનો સંગ તજવો. અને આપણા ગુરૂએ જે સો ઓપદેશ કરયો છે તેજ ખરો માર્ગ ને ભગવાનનુ શેવન કરવું ભગવાનના શેવનને જે જીવ જડ રૂપ મુરતી કરીને મા ને છે તે કેવળ આશુરી જીવ છે. તેનો સરવથા સંગ તજ વો એ રીતે ત્રીજા શ્લોકનો ભાવાર્થ પુરો થયો હવે એ ગ્રંથનો ચોથો શ્લોક શ્રી મહાપ્રભુજી કહેછે.

॥ श्लोक. ॥

॥ अपरंतत्रपूर्वस्मिन्वादिनोबहु ॥
॥धाजगु:मायिकंसगुणंकार्यस्वतंत्रं ॥
॥ चातिनैकधा ॥ ४ ॥ तदेवैतत्प्र ॥
॥ कारेणभवतीतिश्रुतेर्मतम ॥ ॥

અર્થ–અક્ષરબ્રહ્મનું એક સ્વરૂપ જે જગતરૂપ થયુ છે

તે જગતને વાદીઓ ઘણી પ્રકારથી કહે છે કોઇ કહેછેકે આ જગત માયાનુ કરેલુ છે કોઈ કહેછે કે ત્રણગુણનુ કાર્ય છે કોઇ કહેછે કે સ્વતંત્ર છે કોઇનુ કરેલુ નથી આ શ્લોકમાં ચકાર કહયો છે. ચકારનો અર્થ એ છે કે બીજા ઘણી પ્રકારના મત જગત વિશે કહેછે ॥ ૪ ॥ પણ વેદનો મતતો એજ છે કે અક્ષર બ્રહ્મ છે તેજ જગત રૂપ પ-થ્યુ છે એ મુળ શ્લોકનો અર્થ

હવે એની ટીકામાં શ્રી ગુસાંઇજી કહે છે કે અક્ષર બ્રહ્મ જે જગતરૂપ થયુ છે તેને વિશે વેદથી જુદુ મત કહેનારા જે છે તે કહીએ છીએ. તેમાં માયાવાદી તે એમ કહે છે કે, આ જગત માયાનુ કરેલું છે. માટે માયાનું રૂપ છે. અને સાંખ્ય શાસ્ત્રવાલા કહે છે કે, સાત્વીક, રાજસ, તામસ એ ત્રણ ગુણથકી આ જગત ઉત્પન થયું છે. માટે ગુણનું કાર્ય છે અને પરમાણુ થકી આ જગત ઉત્પન્ન થયું છે. એવું ન્યાય શાસ્ત્રવાળા કહે છે. અને મીમાંશક શાસ્ત્ર વાળા કહે છે કે આ જગત સ્વતંત્ર છે કોઈ આ જગતનો કરતા નથી ચકારે કરી વેદ વિરૂદ્ધ મત બીજા ઘણા છે. તે પણ જાણવા એ રીતે શ્રી ગુસાંઈજીએ ટીકામાં કહયું છે. પણ શ્રી માહાપ્રભુજી કહે છે કે વેદનો મતતો એજ છે કે અક્ષર બ્રહ્મ છે તેજ જગત રૂપ કથયું છે. હવે એનો ભાવાર્થ કહીએ છીએ કે શ્રી માહા પ્રભુજી તથા શ્રી ગુસાંઇજીએ ઉપજા સરવ

મતના લોકોને વેદ વિરૂદ્ધ કેહેનારા કહ્યા છે. તે પોતાની કલ્પનાથી કહ્યા છે કે શાંસ્ત્રથી કહ્યા છે. એવી કોઈ આ શંકા કરશે તો તેનો ઉતર એ છે કે, વ્યાસજીએ પણ એ મત વાદીઓને વેદ વિરૂદ્ધ કેહેનારા કહ્યા છે. પદમ પુરાણના ઉતર ખંડને વિશે ચોવીસમા અધ્યાયમાં પારવતી પ્રતી શીવજીના વચન છે કે.—

॥ શ્લોક. ॥

॥ प्रथमंहिमयैवोक्तंशैवपासुपतादि ॥
॥कं॥मछत्तयावेशितैर्विप्रैसंप्रोक्ता ॥
॥ नितत:परं ॥ १ ॥ कणादेनतुसं ॥
॥ प्रोक्तंशास्त्रंवैशेषिकंमहत ॥ गौत ॥
॥ मेनतथान्यायंसांख्यंतुकापिलेनवै ॥
॥ २ ॥ बौद्धंशास्त्रमसत्प्रोक्तंनग्न ॥
॥ नीलपटादिकंमायावादमसछा ॥
॥ स्त्रंप्रछन्नबोद्धमुच्यते ॥ ३ ॥

અર્થ—શૈવ અને પાસુપત શાસ્ત્રતો મેંજ કરયું છે.

અને મારી શકતીના આવેશ કરીને બ્રાહ્મણોએ બીજાં પણ શાસ્ત્રો કરયાં છે. તેના નામ કેહે છે, કે કણાદ રૂષીએ વૈશશીક મોટુ શાસ્ત્ર કરયુ છે તેમ ગૌતમ રૂષીએ ન્યાય શાસ્ત્ર કરયુ છે અને કપીલ રૂષીએ સાંખ્ય શાસ્ત્ર કરયુ છે અને બૌધ રૂષીએ અશત શાસ્ત્ર કરયું છે નાગા અને ગળીના લુગડાં પેહેરનારા તેધરમમાં ચાલનારા છે અને માયા વાદ અશત શાસ્ત્ર છે તે ઢાંકેલો બૌધ મત કહેવાય છે એટલા શાસ્ત્ર વેદ બાર છે એ રીતે વ્યાસજીએ કહયુ છે અને ભાગવતની વેદ સ્તુતીમાં પણ વ્યાસજીએ ઉપલા મતના નામ કહયાં છે પણ હમાણાંના ડાહચા લોકો જે હિંદુશાસ્ત્રને ખોટુ માનનારા તે લોકો એમાં આશંકા કરશે કે શીવજીને શુ એવી આવી પડી હતી જે તે રૂષીઓના મનમાં પોતાની શકતીનો પ્રવેસ કરીને વેદથી વિરૂદ્ધ મત ઉત્પન્ન કરાવ્યાં; તેનો ઉતર એ છે કે ભાગવતમાં કહયું છે કે ભગવાનની લીલા જગતને વિશે ત્રણ પ્રકારની સદા થાય છે. સાત્વીક રાજસ, અને તામસ, તેમાં સાત્વીકનો સમે આવે છે ત.રે ધરમની વૃધ્ધી કરાવે છે. અને અધરમનો નાશ કરાવે છે અનેરાજસ તામસ સમે આવે છે. ત્યારે ધરમનો નાશ કરાવે છે. અને અધરમની વૃધ્ધી કરાવે છે. તે અધરમના સમેના વખતમાં તેવીજ બુદ્ધી લોકોથી થાય છે તે શમે તેવાજ શાસ્ત્ર લોક ઉતપન્ન કરે છે. જે રીતે સત્ય યુગ, ત્રેતા દ્વાપર, એ ત્ર

ગ્રે જુગ ધરમના હતા અને કળજુગમાં અધરમનો ભા
ગ ઘણો અને ધરમનો ભાગ થોડો તેમાં કેટલાએક હિંદુ લોક
જ અધરમનાં શાસ્ત્ર પ્રગટ કરયાં કળજુગમાં તામસની
લીલા મુખ્ય છે એ સરવ પ્રભુની ઇચ્છાથીજ થાય છે. એ
રીતે પ્રભુની ઇચ્છાથી અશલથીજ વેદ વિરૂધ કેટલા
એક શાસ્ત્ર ચાલ્યાં આવે છે તેટલાં શાસ્ત્ર૦ વ્યાસજીએ પુ
રાણોમાં વરણન કરેલાંછે તે રીતે શ્રી માહા પ્રભુજીએ ક
હ્યુ છે હવે તેઓના મત વેદ વિરૂધ છે તે બતાવીએ
છીએ

વેદમાં કહ્યું છે કે હું એક છું-ને બહુરૂપ થાઉ
એવી ઇચ્છાથી પ્રભુ બહુ રૂપ એટલે જગત રૂપ થયા છે
બીજી સૃતીમાં કહ્યું છે કે આ જગત છે તે નીશ્ચેય ક
રીને બ્રહ્મ રૂપ છે ત્રીજી શ્રુતીમાં કહ્યું છે આ જગત છે.
તે અખંડ રૂણ સ્વરૂપ છે ચોથી સૃતીમાં કહ્યું છે કે
આ જગત છે તે પુરૂષ રૂપ છે જે થઈ ગયા અને
થાય છે અને થશે તે સરવે પુરૂશ રૂપ છે એ રીતે ચાર
વેદ તથા શરવે ઉપની શદોમાં આ જગતને બ્રહ્મ રૂપ ક
હેલું છે બ્રહ્મ રૂપ તે અક્ષર બ્રહ્મનું નામ છે એવું ગીતા
જીના આઠમા અધ્યાયમાં કહ્યું છે.

॥ श्लोक. ॥

॥ अक्षरंब्रह्मपरमं ॥

અર્થ--હે અરજુન .બ્રહ્મ તે અક્ષર બ્રહ્મ જાણવો.

॥ श्लोक. ॥

॥ सर्वंपुरुषएवेदंभुतंभव्यंभवच्च ॥
॥ यततेनेदमावृतंविश्वंवितास्तिम ॥
॥ धितिष्टति ॥

અર્થ—દ્વિતિય સ્કંધ ભાગવતમાં કહ્યું છે કે આ સરવે જગત છે તે પુરૂષ રૂપ છે જે થઈગયા અને થાય છે. અને ઉતપન્ન થનાર છે તે સરવ પૂરષજ છે આખા જગતમાં વ્યાપક થઈને વેથભર શઉગી ઊંચા પ્રભુ રહ્યા છે એટલે વ્યાપક થઈને જુદે રૂપે શ્રી હરી રહ્યા છે તે સરવેનુ મુળ સ્વરૂપ છે ગીતાજીના સાતમા અધ્યાયમાં ભગવાને કહ્યું છે

॥ श्लोक ॥

॥ अहंकृत्स्नस्यजगत:प्रभव:प्रल ॥
॥ यस्तथामत्त:परतरन्नान्यतकिं ॥
॥ चिदस्तिधनंजय ॥ १ ॥

અર્થ–હે અરજુન હું સરવ જગતનો ઉતપતી કરતા અને પ્રલય કરતાછું મારા વગરનો આ જગતને વિશે કાંઈ પણ પ્રસ્તુ નથી.

## ॥ श्लोक. ॥

## ॥ बीजंमांसर्वभूतानंविद्विपार्थ ॥
## ॥ सनातनं ॥

અર્થ—હે અરજુન સરવ જગતનું બીજ અનાદી કાળથી હુંજ છું એવું તું નિશ્ચે કરી જાણ એ રીતે વેદ ભાગવત અને ગીતાજી વિશે ભગવાનેજ આ જગતનું બીજ રૂપ કહ્યા છે. અને ઉત્પતી કરતા પણ ભગવાનનેજ કહ્યા છે. આ જગતને બ્રહ્મ રૂપ કહ્યું છે. હવે જુઓ કે માયાવાદી તથા સાંખ્ય શાસ્ત્ર વાળા અને મીમાંશક તથા ન્યાય શાસ્ત્રવાળા વેદ ગીતા ભાગવતથી વિરૂધ પોતાની મન કલ્પના કરીને કહે છે તે અશત છે એ સાફ માલુમ પડે છે શ્રી માહા પ્રભુજી કહે છે તેજ સત્ય છે અને એજ મત વેદનો છે એ રીતે ચોથા શ્લોક નો ભાવાર્થ પુરો થયો હવે એગ્રંથનો પાંચમો શ્લોક કહે છે.

## ॥ श्लोक ॥

॥ द्विरुपंचांपिगंगावत्सेयंसाजल ॥
॥ रुपिणी ॥ ५ ॥ माहत्म्यासंयु ॥
॥ तानृणासेषतांभुक्तिमुक्तिदा ॥ ६ ॥
॥ मर्यादामार्गविधिनातथाब्रह्मा ॥
॥ पिबुध्यतां ॥ ॥ ॥ ॥

અર્થ— તે અક્ષર બ્રહ્મના બે સ્વરૂપ છે ગંગાજીની પેઠે એક એક આધિ ભોતક સ્વરૂપ જળ રૂપ છે તે વરષામાં વધે છે અને ઉનાળામાં ઘટે છે અને બીજુ ગંગાજીનું સ્વરૂપ મહાતમ રૂપ છે તે તીરથ રૂપ છે તેમાં શાસ્ત્ર મર્યાદાની રીતીથી જે મનુષ્ય ગંગાજીમાં સ્નાન કરે તથા ગંગાજીનું પુજન કરે તેને ભોગ તથા મોક્ષ આપે તે અધ્યાત્મિક સ્વરૂપ છે તે રીતે અક્ષર બ્રહ્મના બે સ્વરૂપ એ મુળ શ્લોકનો અર્થ હવે શ્રીગુસાંઈજીએ ટીકામાં કહ્યું છે કે અક્ષર બ્રહ્મના બે સ્વરૂપ છે જેમ ગંગાજી જળ રૂપ છે તે વ્યવહારને ઊપયોગી છે અને વરષામાં વધે છે ઉનાળામાં ઘટે છે તેમ જગતને વિશે અક્ષર બ્રહ્મનું આધિ ભઉતક સ્વરૂનું જુ તથા જીવ રૂપ છે તે સરવ વેહેવારને ઉપયોગી છે અને જન્મ મૃત્યું વાન છે અને જેમ ગંગાજી તીરથ રૂપ છે તેમ અક્ષરબ્રહ્મનું અ

બ્યાત્મીક સ્વરૂપ છે તે બ્રહ્મ રૂપ છે તેની ઉપાસના બ્રહ્મ જ્ઞાની લોક કરે છે તેમ તેને મુકતી આપે છે— હવે સાતમા શ્લોકમાં ગંગાજીનું આધી દૈવીક સ્વરૂપ કહે છે—

॥ श्लोक ॥

॥ तत्रैवदेवतामूर्तिर्भक्त्यायादृश्य ॥
॥ तेकश्चित् ॥ गंगायांचविशेषण ॥
॥ प्रवाहाभेदबुद्धये ॥ ७ ॥

અર્થ—જે પુરૂષની ગંગાજીના પ્રવાહ સાથે દેવતાની અભેદ બુદ્ધિ છે તેને તો ભકતીએં કરીને ગંગાજળને વિશે તે દેવતાના સ્વરૂપના દરશન કોઈ એક શમે થાય છે તે દેવતા ગંગાજીનું અધિ દઇવક સ્વરૂપ છે એ મુળ શ્લોકનો અર્થ હવે શ્રી ગુસાંઇજી ટીકામાં કહે છે કે ગંગાજીના બે સ્વરૂપ આગલા શ્લોકમાં કહ્યા છે. તે કરતાં દેવતારૂપ ગંગાજી જુદા છે તેના દરશનતો એક ભકતા વડેજ થાય છે. મર્યાદા મારગની રીતથી ઉપાસ વડે થતા નથી. તે પણ કોઈ એક સમે અનાશે ભકતીની વૃધ્ધી ગંગાજીમાં થામ છે ત્યારેજ દરશન થાય છે પણ જેની બુધ્ધી ગંગાજીના જળસાથે તથા દેવતા સાથે અભેદ રૂપે

ભક્તીએ કરીને થઇ હોય કે ગંગાજળ છે તેમાં દેવતા-છે. માટે દેવતા છે તેજ ગંગાજળ છે એવી બુધ્ધિ જેની થઇ હોય તો ગંગાજીના પ્રવાહ મધે દેવતા રૂપ ગંગાજી તેને પ્રત્યક્ષ રૂપે એટલે દેવતા રૂપે દરશન આપે એ દ્રષ્ટાંતે કરી જણાવ્યું કે ભગવત સ્વરૂપની બુધ્ધી આ જગતને વિશે ભક્તને દરશન થવામાં ભગવાનને વિશે અતીશે સ્નેહે કરીને ભગવાન સાથે અને જગત સાથે અભેદ બુદ્ધિ ભક્તની થાય તો તેજ ઠેકાણે ભગવાન પ્રગટ થઇને તેને દરશન આપે એ રીતે શ્રી ગુસાંઇજી કહે છે કે, શ્રી માહા પ્રભુજીએ આ શ્લોકમાં કહ્યુ છે. હવે એનો ભાવાર્થ કહીએ છીએ કે, સપ્તસ્કંધ ભાગવતમાં કહ્યું છે કે પ્રલાદજીને જગતને વિશે ભક્ત રૂપ બુદ્ધી થઇ હતી તેથી પ્રલાદજી નીરભય થયાહતા જે સરવ ઠેકાણે માહાપ્રભુ બીરાજેછે હવે મને કોણ મારનારછે એવું જાણીને ભગવાનના ભક્તા પ્રલાદે મુકી નહી હીરણ કશપે પ્રલાદની ભક્તી મુકવા સારૂ ઘણું દુખદીધુ છે વટે દઇ તોપાશેથી તરવાર ભાલા મુદગર વતે માર મરાવ્યો- પણ પ્રલાદજીની અભેદ બુદ્ધિ તરવાર ભાલામાં હતી જેએમાં માહાપ્રભુજી છે તો સરવે હથીઆર ફુલ બરાબર પ્રલાદને લાગ્યા અને સ્થંભમાંથી પ્રગટ થઇને ભગવાને દરશન આપાં એજ રીતે રંતી દેવ રાજાએબ્રાહ્મણતથા શુદ્ર તથા ચાંડાલ સરવેને વીશે ભગવાન બીરાજેછે એવી બુધ્ધી રાખીને તેમ

ને જમાડયા અને પોતે ભુખ્યારહ્યા અને જગતને વિશે અભેદ બુધી વડે તેજ ઠેકાણે ભગવાન પ્રગટ થઈ ને રં તી દેવરાજાને દરસન આપ્યાં એજ સિદધાંત ની માહાપ્ર ભુજીએ આ શ્લોકમાં કહ્યો છે કે જડ તથા જીવ તથા અં તર ગામી રૂપે કરીને આ જગત રૂપ અંશ કરીને ભગ વાન પોતે છે માટે ભગવાનની બુધી સરવ પ્રાણીમાં રાખી ને તેના ઉપર દયા ઉપગાર શનમાન નીર હંસક પણુ ભ ગવાનનોઅંસ જાણીને જે ભકત કરે છે–અને ભગવાનની ભકતી પ્રેમ સહીત કરે છે. તેને ભગવાનના દરસન આ જગતને વિશે થાય છે એ રીતે આ શ્લોકનો ભાવાર્થ છે એજ વાત કપીલ દેવે ત્રીતીયસ્કંદ ભાગવતના ઓગણ ત્રી શમા અધ્યાયમાં કહી છે

॥ श्लोक. ॥

॥ मद्गुणश्रुतिमात्रेणमयिसर्वगु ॥
॥ हाशयेमनोगतिरविच्छिन्नाय ॥
॥ थागंगाभसोंबुधौ ॥

અર્થ—મારા ગુણનું શ્રવણ કરીને જેના મનની અં તર ગતી મારે વિશે રહે છે. અને પ્રાણી માત્રમાં હું બીરાજુ છું એવું જે જાણે છે તે જેવું ગંગાજીનું સુધ જળ છે તેવાતે ભકત સ્રધ નીરગુણ જાણવા એ સો

જગતને વિશે અભેદ દ્રષ્ટી રાખનારને નીરગુણ ભક્ત કહ્યા છે હવે જગતને વિશે ભેદ દ્રષ્ટી રાખનારને કપીલ દેવજી કહે છે.

## ॥ श्लोक. ॥

## ॥ आत्मनश्चपरस्यापिय:करोत्यंत ॥
## ॥ शेदरमतस्यभिनद्रशोमृत्युर्वि ॥
## ॥ दधेभयमुल्बणम् ॥ ॥ ॥

અર્થ—જે પુરૂષ પોતાની આત્મા વિશે અને પારકાની આત્મા વિશે જરા પણ ભેદ રાખે છે એવા ભેદ દ્રષ્ટીવાળાને હું મૃત્યુનો ભય આપું છું. તે પુરૂષ કાળથી કદી નીરભય થતા નથી. એ રીતે ભગવાને કહ્યું તેનું કારણ એ છે કે આપણી આતમાને વિશે જડ એટલે પંચ મહા ભુત તે ભગવાનની સતાનો અંશ અને જીવ એટલે ભગવાનની ચૈતનતાનો અંશ અને અંતરજામી એટલે ભગવાનના આનંદનો અંશ એ ત્રણે અંશ શરવ પ્રાણી માત્રમાં શરખા છે માટે પારકામાં અને આપણામાં જરા પણ ભેદ નથી. એ રીતે અભેદ છતાં સામા માણુસને પારકો જાણીને તેના પૈસા ઘાલે છે તેની વસ્તુ ચોરી લે છે તે [illegible] દુઃખ દેછે, તેની હીંશા કરે છે.

તેના સાથે દગલબાજી કરેછે તેને વિશ્વાસ ઘાત કરેછે. પણ મનમાં સમજતો નથી કે એ કોની સાથે કરૂંછું મા રામાં અને તેનામાં વસ્તુતો એકજ છે તેથી જેટલું દુઃખ સામા માણસને કરૂં છું તેટલું દુઃખ મનેજ કરૂ છું એટલું સમજતો નથી. જેમ આપણો હાથ આપણા અંગ ઉપર મારવાથી આપણને લાગે છે. તેમ સામા માણસને દુખ દીધાથી તે સરવે દુઃખ આપણને થાય છે તરતતો તે દુ ખ આપણને થતુ દેખાતું નથી પણ કાળે કરીને નીશ્ચે થાય છે માટે ભગવાને કહયું કે ભેદ દ્રષ્ટી વાળાને કાળનો ભય હું આપુછું માટે શ્રીમાહા પ્રભુજીએ કહયું કે જગતને વિશે ભગવાનનો ભાવ રાખીને જે ભગવાનની ભક્તી કરે છે. તેને આ જગતને વિશે ભગવાનના દરસન નીશ્ચે થાય છે એ રીતે સાતમા શ્લોકનો ભાવાર્થ કહીને હવે એ ગ્રંથનો આઠમો શ્લોક કહે છે.

॥ श्लोक. ॥

॥ प्रत्यक्षासानसर्वेषांप्राकाम्यंस्या ॥
॥ त्तयाजलेविहिताच्चफलात्ताद्धि ॥
॥ प्रतीत्याचविशिष्यते ॥ ॥ ॥

અર્થ—ગંગાજીમાં જે દેવતાનું સ્વરૂપ છે. તેના

શાન અધારે પ્રત્યક્ષ થતા નથી. કેવળ તેના પરંમ ભક્ત છે. તેનેજ પ્રત્યક્ષ થાય છે. પણ તે જળમાં સ્નાના દીક કરવાથી ફળ પ્રાપ્તીની વીધી તથા માહાતમના પ્રીત તીથી ગંગાજળ છે તે બીજા સરવ જળ કરતાં શ્રેષ્ટ છે એ મુળ શ્લોકનો અર્થ

હવે શ્રી ગુસાંઈજી ટીકામાં કહે છે કે આપણું સરવ મન વાંછાત સ્વરૂપે કરીને સ્થાનત્વે કરીને તે જગનું જ્ઞાન થવા થકી સરવત્ર અનાદિધ પયેષ્ટ વહેવાર થાય છે એ પ્રાકામ્યનો અરથ છે અથવાં એજ રીતે કહેલો પ્રકાર ભગવાનના દરશનને વીશે એજ છે કે સરવ જગતને વિશે ભગવાનનો ભાવ રાખવો ભકતીએ કરીને ગંગાજીના દરશન થયા પછી પ્રવાહ રૂપને વિશે પણ વિરીથી સ્વર્ગ અને મોક્ષ ફળ કરતાં વિશેશતા છે તે રીતે જગત વીશે જાણવું—અને જેને ગંગાજી પ્રત્યક્ષ નથી. તેને પણ તે જળને વિશે દેવતા રૂપ ગંગાજી છે એવા સંબંધના અનુભવે કરીને તે જળને વીશે કામના રાખીને શ્રધા પૂર્વક વ્યવહાર થાય છે કેમકે પુરાણાદીકને વિશે તે જળના દરશને કરીને જે ફળ થવું કહ્યુ છે. તેના અનુભવે કરીને મોટા પુરૂષોના અંતશ્ર કરણમાં પ્રતીત થાય છે કે તે જળ બીજા જગ કરતાં શ્રેષ્ટ છે એ રીતે જેના હૃદયમાં ભગવાન સાંનીધ છે તે ભકત બીજા કરતાં શ્રેષ્ટ છે એજ કારણ માટે ભાગવતમાં ભગવાને કહ્યું કે મારા

ભક્તો મારા સ્વરૂપ નું દરસન તથા સ્પર્શ તથા પુજન કરવું એ રીતે શ્રી ગુસાંઇજીએ ટીકામાં કહ્યું તેનો ભાવાર્થ હવે કહીએ છીએ ટીકામાં શ્રી ગુસાંઇજીએ કહ્યું કે આપણુ મન વાંછીત સ્વરૂપનું જળને વિશે ગ્નાન થવા પછી સારી પેઠે વ્યહવાર થઇ સકે એ રીતે કહ્યું તેનો અભીપ્રાય એ છે કે જેમ ગંગાજળને વીશે દેવતા સ્વરૂપનું ગ્નાન થવા પછી તે જળથી રસોઇ કરવી અને જળમાં પગ મુકીને નાહાવું ઇત્યાદી નહી બની શકે તેમ જગત વિશે ભગવાનના સ્વરૂપનું ગ્નાન થયા પછી સ્વસ્ત્રી પુત્રાદી વેવાર તથા વૃક્ષા દીકને કાપવું ફળાદીક ખાવા, કોઇની ઉપર તામસ કરવો ઇત્યાદી વેવાર કેમ શીધ થશે? એવી કોઈ આશંકા કરે તે ઉપર શ્રી ગુસાંઇજીએ કહ્યું કે અનિબાધ યથેષ્ટ વ્યવહાર કરી શકાય છે કારણ કે જગત છે તે ભગવાનનું આધી ભઉતગ સ્વરૂપ છે. તેમ વ્યવહાર કરનારા જે પુરૂષપણ ભગવાનનું આધિ ભઉતક સરૂપ છે. માટે વેદમાં કહ્યું છે ભગવાનજ કરતા છે અને ભગવાનજ સરવે વસ્તુના ભોકતાછે. એ ઠેકાણે કોઈ એમ કેહેશે કે આ જીવ પાપ કરશે તેના પણ ભગવાન કરતા અને ભગવાન ભોકતા થશે એ જીવને માથે કાંઈ પાપ નથી એવું કુતરક કરશે તે ઉપર શ્રી ગુસાંઇજીએ કહ્યું છે અનિષિધ એટલે શાસ્ત્રમાં જે નિશેધ નથી એવો વ્યવહાર થઇ શકે છે જેમ જગત કરતા અને જગત રૂપ પોતે

છે તેમ શાસ્ત્ર પણ પોતાની આજ્ઞા રૂપ છે તેદ્વારા નિર્બંધ કરવાનુ વરજીત કરેલુ છે તેથી આ જીવ નિશ્ચિંત કરે તો તેનેજને દુખ ભોગવવું પડે કેમકે ભાગવત ષષ્ટમ સ્કંધમાં કહ્યું છે કેઃ

## ॥ श्लोक ॥

## ॥ नारायण:साक्षात् ॥

અર્થ—વેદ છે તે શાક્ષાંત ભગવાનનું રૂપ છે અને ભગવાન છે તે સરવેનું મુળ સ્વરૂપ છે અને જગત છે તે અંશ સ્વરૂપ છે માટે મુળ સ્વરૂપની આજ્ઞા પ્રમાણે ચાલવું એ એનો અભીપ્રાય છે. વળી શ્રી ગુશાંઇજીએ કહ્યું છે કે જગતને વિશે ભગવત ભાવ રાખવો એજ ભાવ વડે ભગવાનના દરશન થાય છે પણ જેને દરશન ગંગાજીના થયાં નથી તે પુરૂશ ગંગાજીનું માહાતમ શાસ્ત્રમાં કહ્યું છે તે પ્રમાણે સ્નાન પુજન કરે છે તે ગંગાજી દેવતા રૂપ જળમાં છે. એવું જાણીને કરે છે તેમ ભગવાનનો ભક્ત પણ જગતના પદાર્થની પાસાંણાદીક મુરતીનું પુજન શાસ્ત્ર આજ્ઞા પ્રમાણે પ્રભુનું સ્વરૂપ જાણીને કરે છે માટે ભાગવતમાં ભગવાને કહ્યું છે કે—

## ॥ श्लोक ॥

## ॥ मल्लिगमद्भक्तजनदर्शनस्प ॥
## ॥ र्शनार्चनं ॥

અર્થ—આગ ભક્તે મારા સ્વરૂપનું દરશન તથા પરસ એટલે ચરણ પરસ અને પુજન સદા કરવું, પાષાણાદીકની મુરતાછે એવું જાણીને નકરવુ તેસારૂ મારૂસ્વરૂપ મુર્તીને કહ્યું અને તેમાં ભગવાનનો શાક્ષાત ભાવ રાખીને તેનો પરશ તથા પુજન કરવું, કહ્યું પણ શાસ્ત્ર વિરૂદ્ધ ચાલનારા લોક તેને કેવળ જડપદારથનું પૂજન કરીને કહે છે અને તે પુજનને કનીષ્ટ કરીને માને છે અને તે પુજનના કરનારને ઢોંગી કરીને કહેછે એવા લોકોને ભગવાનના સ્વરૂપનું ગ્નાન નથી એટલાસારૂ શ્રી ગુસાંઈજીએ કહયું છે કે જેના હ્રદયમાં ભગવાનસનિધાન છે તે ભકત બીજા કરતાં શ્રેષ્ટ છે જેમ બીજા જળ કરતાં ગંગાજળ શ્રેષ્ટ છે.—

તેમજ સાતમા શ્લોકની ટીકામાં ભગવાનનું વચન કહયું છે તેમાં લખ્યું છે કે જેનુ ચીત નીરંતર મારે વિશે છે અને જગતને વિશે મારો જેને ભાવ છે. તે પુરૂષ સુધ ગંગાજળ છે તેને નીરગુણ જાણવો એજ રીતે શ્રી ગુસાંઈજીએ તે ભકતને શ્રેષ્ટ કહ્યો છે એ રીતે શ્રાદ્ધ

આશ્લોકનો ભાવાર્થ છે હવે ગ્રંથનો નવમો શ્લોક કહે છે.—

## ॥ श्लोक. ॥

## ॥ याथाजलंतथासर्वंयथासक्तात ॥
## ॥ थाब्रृहतयथादेवीतथाकृष्णस्त ॥
## ॥ आप्येतदिहोच्यते ॥ ९ ॥ ॥

અર્થ—જેમ ગંગાજીનું જળ તેમ સરવ જગત છે. જેમ શકતી, યુકતી, તીરથ, રૂપો ગંગાજી તેમ અક્ષર બ્રહ્મ છે જેમ દેવતારૂપ ગંગાજી તેમ શ્રીકૃષ્ણ આદી દૈવક સ્વરૂપ શાસ્ત્રમાં કહયાં છે એ મુળ શ્લોકનો અર્થ હવે એનો ભાવાર્થ કહે છે.—

જેમ ગંગાજીનું જળ ગંગાજીના દેવતાનું આધિ ભઉતક સ્વરૂપ છે તેમ આ જગત શ્રી કૃષ્ણનું આધિ ભઉતક સ્વરૂપ છે વળી જેમ ગંગાજીના દેવતાનું સ્વરૂપ તીરથરૂપ છે ને તેમાં નાવાથી બ્રહ્મ હત્યાદીક પાપ મટાડે છે તે ગંગાજીના દેવતાનું અધ્યાત્મિક સ્વરૂપ છે તેમાં શ્રી કૃષ્ણનું અધ્યાત્મિક સ્વરૂપ અક્ષર બ્રહ્મ છે તે અક્ષર બ્રહ્મની જે ઉપાસના જોગી કરે છે તેને અક્ષર બ્રહ્મની મુકતી આપે છે, જેમ ગંગાજીનું મુળ સ્વરૂપ દેવતા રૂપ છે. તે આધિ દૈવક એટલે મુળ સ્વરૂપ છે. તેમ શ્રી કૃ

ષ્ણુ આ જગતનું અને અક્ષર બ્રહ્મનું મુળ સ્વરૂપ છે એ રીતે જળ રૂપ તીરથ એ બંને સ્વરૂપ એક ગંગાજીના દેવતાનાંજ છે.તેમ જગત તથા અક્ષર બ્રહ્મ એ બંને સ્વરૂપથી કૃષ્ણનાંજ છે.જે રીતે ગંગાજીનાજળ સાથે ગંગાજીના દેવતાનો અભેદ છે. તે રીતે જગતની વસ્તુનો શ્રી કૃષ્ણ સાથે અભેદ છે એઠેકાણે કોઈ એવી આશંકા કરશે કે જ્યારે શ્રી કૃષ્ણનો સરવ જગતની વસ્તુ સાથે અભેદ છે ત્યારે સરવે વસ્તુનું પુજન કરવું ઘટે છે: ત્યારે વૈષ્ણવ મારગ વાળા શીવ તથા વિષ્ણુમાં ભેદ કેમ માને છે. તેમ અંશ કૃષ્ણ પુરણ કૃષ્ણમાં ભેદ કેમ માને છે એ રીતની કોઈ આશંકા કરશે તેનો ઉતર એ છે કે આધિ દઈવક અધ્યાત્મિક આધિ ભઉતક એ ત્રણ ભેદ શાસ્ત્રમાં કહ્યા છે. ભાગવત દ્વીતીઅ સ્કંધમાં કહ્યું છે.

## ॥ श्लोक. ॥

॥ आंध्यात्मिकोयंपुरुषः सो ॥
॥ सावेवाधिदैवकः यस्तत्रो ॥
॥ भयविच्छेदः सभूतोह्याधि ॥
॥ भौतिक; ॥ ॥

અર્થ—આ પૂરૂષ અધ્યાત્મિક છે. અને તેજ આ ધિ દૈવિક છે એ બંનેમાંથી જે જુદુ થયું છે. તે આ ધિભઉતક કેહેવાય છે એ ત્રણેમાં દ્રષ્ટાંત કહીએ છી એ તેથી એ ત્રણેનું સ્વરૂપ સમજવામાં આવશે જેમ અગ્નીનો કુંડ એ આધિ દઈવક એટલે મુળ સ્વરૂપ છે. ને કુંડમાંથી એક મોહોટો તણખો ઉડયો તે આ ધ્યત્મિ ક કહેવાય છે- તે મોહોટા તણખામાંથી ફાટીને જીણો ત ણખો નીકળયો તે આધિ ભઉતક કહેવાય છે એ રીતે મોહોટો તણખોઅને જીણો તણખો બને અગનીતુંજ સ્વ રૂપ છે માટે અગ્ની સાથે અભેદ છે વસ્તુતાએ કરીને એ બંને અગનીજ છે તેમ જગત ભગવાનતુંજ સ્વરૂપ છે પણ જે સામરથ અગની કુંડમાં છે તે સામરથ મોહોટા તણખામાં નથી કેમકે જે વસ્તુ અગ્ની કુંડમાં પડે તે બળી ભસ્મ થઈ જાય- અને મોહોટા તણખાથી તે વ સ્તુને તરત બાળી શકાય નહી અને જીણો તણખો છે તે તો રૂ જેવી પોચી વસ્તુ જરા બાળી શકે બીજી વસ્તુ તેથી બળી શકે નહી એ રીતે ઉતરે તર એક બીજાની સામરથમાં ભેદ છે. અને અગ્નીપણે કરીને અભેદ છે. એ રીતે જે સામરથ શ્રી કૃષ્ણમાં છે તે સામરથ અક્ષર બ્રહ્મમાં નથી અને અક્ષર બ્રહ્મથી પ્રગટ થાય છે જે ના રાયણ તેમાં અક્ષર બ્રહ્મ જેટલી સામરથ નથી બને ના રાયણથી પ્રગટ થયા જે વિષ્ણુ શીવ બ્રહ્મા/જી તેમાં ના

રાખણુ જેટલું સામરથ નથી અને શીવજી બ્રહ્મા જેટલું સામરથ ઈંદ્રાદી દેવતાંમાં નથી- અને નાના દેવતા જેટ લું સામરથ મનુષ્યોમાંનથી અને મનુષ્યો જેટલું સામરથ જનાવરોમાં નથી અને જનાવરો જેટલુ સામરથ વૃક્ષાદી કમાં નથી એ રીતે ઉતરોતર સામરથમાં ભેદ છે પણ જ ક જીવ અંતર યામી એ ત્રણમાં ભેદ નથીએ ત્રણે સઉ માં સરખા છે કારણ કે એજ મનુષ્ય કરમે કરીને વૃક્ષ થાય છે અને એજ મનુષ્ય દેવતા થાય છે અને એજ મનુષ્ય અક્ષર બ્રહ્મ ને ભેદીને પુરણ બ્રહ્મ પાશે જાય છે જયાંહાં ઈંદ્રાદીક દેવતા જઈ શકતા નથી માટે જગ તના સ્વરૂપ કરતાં પુરણ શ્રી કૃષ્ણમાં સામરથ સરવ કર તાં વધારે છે અને તેથીજ ભકતી કરવાથી અક્ષર બ્રહ્મ ભેદીને પૂરૂષોતમ પાસે જવાય છે એ રીતે વેદ પુરાણ ગીતાજીમાં કહયુંછે તે સારૂ શેવા સંમરણ અને ભકતી પૂર ણ પુરશોતમનીજ કરવી પણ જગત વિશે અભેદ બુધી તે પૂરૂશોતમનું અંશ રૂપ જાણીને રાખવી એવો વેદ શા સ્ત્રનો શિધાંત છે એટલા સારૂ એક વસ્તુનાં ત્રણ સ્વરૂપ ત્રણ ભેદ કરીને શ્રી માહાપ્રભુજીએ આ શ્લોકમાં કહયા છે એ રીતે નવમા શ્લોકનો ભાવાર્થ છે હવે દશમો શ્લો ક એ અર્થનો કહે છે

## ॥ શ્લોક ॥

॥ जगतुत्रिवीधंप्रोक्तंब्रह्माविं ॥
॥ ष्णुंशिवस्ततः ॥ देवतारु ॥
॥ पवत्प्रोक्ताब्रह्मणीत्थंहरिर्मं ॥
॥ तेः ॥ १० ॥ ॥

અર્થ--જગત જે છે તે રાજસ સાત્વીક તામસ એ ત્રણ ગુણના ભેદ કરીને ત્રણ પ્રકારનો છે તેમાં ત્રણ ગુણના અધિષ્ટા બ્રહ્મા વિશ્નનું શીવ આ ત્રણે ઉત્પતી પાલન અને સંહારના કરતા દેવતા છે પણ એ સરવે વ્યવહાર અક્ષર બ્રહ્મમાં છે એ પ્રકારે સરવનું આધિ દઈવક સ્વરૂપતો શ્રી કૃષ્ણને શાસ્ત્ર વિશે કહ્યા છે એ મુળ શ્લોકનો અરથ હવે ટીકામાં શ્રી ગુસાંઈજી કહેછે જે ત્રી ગુણાંત્મક સ્વભાંવે કરીને પ્રગટાવ્યા છે. તેણે કરીને તે ગુણના નિયામક બ્રહ્મા દીક ભગવાનેજ કરેલા છે એ શરવે અક્ષર બ્રહ્મનું સ્વરૂપ છે એ રીતે કહયું છે હવે એનો ભાવાર્થ કહીએ છીએ ભાગવત દ્વિતીય સ્કંધમાં કહયું છે.

॥ श्लोक ॥

॥ सत्वंरजस्तमइतिनिर्गुण ॥

॥ स्थगुणास्त्रयः॥ स्थितिस ॥
॥ र्गनिरोधेषुग्रहीतामायया ॥
॥ विभो ॥ १ ॥ सृजामित ॥
॥ न्नियुक्तोहंहरोहरतितद्वशः ॥
॥ विश्वंपुरुषरुपेणपरिपाति ॥
॥ त्रिशक्तिधृक ॥ २ ॥ ॥

અર્થ—નીરગુણ એવું જે અક્ષર બ્રહ્મ તેના સત્વ રજ તમ એ ત્રણ ગુણ છે. તે પાલન ઉત્પતી અને સંહાર કરવા સારૂ ભગવાને પોતાની સામરથ વડે ગ્રહણ કરચા છે બ્રહ્માજી નારદજી પ્રતિ કહે છે જે હું સૃષ્ટીને જે સૃજુ છે તે ભગવાનની સામરથથી અને મહાદેવજી સૃષ્ટીનો સંહાર કરે છે તે પણ હરીને વશ થઇને અને વિશ્નુ સૃષ્ટીનું પાલન કરે છે એ રીતે ત્રણે શક્તીનું ધારણ કરનાર ભગવાન છે તેનીજ સામરથ વડે ત્રણ દેવતા ત્રણ કાર્ય કરે છે એ રીતે કહ્યુ છે હવે ગ્રંથનો આગીઆરમો શ્લોક કહે છે.

॥ श्लोक. ॥

॥ कामचारस्तुलोकेऽस्मिन्ब्र ॥
॥ ह्मादिभ्योनचान्यथा ॥ ५ ॥
॥ रमानंदरुपेतुकृष्णेस्वात्म ॥
॥ वनिश्चय ॥ ११ ॥ ॥

અર્થ— લઉકીક કામનાની પ્રાપ્તી તેતો આ લોકમાં બ્રહ્માદીક દેવતાઓથી પ્રાપ્ત થાય છે બીજે પ્રકારે થતી નથી અને પરમઆણંદ સ્વરૂપ જે શ્રીકૃષ્ણછે તેમાંતો આ પણા સ્વરૂપનો અભેદ નીશ્ચે થાય છે. એ મુળ શ્લોકનો અર્થ છે હવે શ્રી ગુસાંઇજી ટીકામાં કહે છે કે ભગવાનના જે ભક્તછે તેને તો પોતાના આત્માને વિશે આ લોક પર લોકને સારૂ શ્રી કૃષ્ણજ સરવ કામનાના આપનાર છે. એ એનો અર્થ છે અથવા ભક્તના અતિશે સ્નેહે કરીને આ પણી આત્મા એજ પ્રભુ છે. એવું જ્ઞાન થાય છે એટલે સરવ અંશે કરીને પ્રાર્થના કરવી એ શંકા થતી નથી એ પણ એનો અર્થ નીકળે છે એ રીતે શ્રી ગુસાંઇ જીએ કહુંછે એનો ભાવાર્થ કહીએ છીએ આ લોકને વિશે લઉકીક ફળ એટલે ધન સ્ત્રી પુત્રાદી સુખ તથા સ્વર્ગ મોક્ષ ઇત્યાદી ફળ એ લઉકીક ફળ કેહેવાય છે તેના આપનારા બ્રહ્માજી શીવજી તથા વિષ્ણુ છે તે તેમના શરણાગત થએ

ના જીવોને ઇત્યાદી ફળ આપે છે પણ શ્રીકૃષ્ણ જે પુરણ પુરૂષોતમ છે તેનો પ્રમાનંદ સ્વરૂપ છે પરમાનંદ એટલે અગણીતા નંદ જેના આનંદનો ગતા કોઈથી થઈ શકે નહી એવા શ્રી કૃષ્ણ છે તેતો પોતાના ભકતના આત્મા છે. એવું જે ભકતને ગ્નાન પયું છે. તેનેતો શ્રી કૃષ્ણજ આ લોકનું સુખ અને પરલોકનું પોતેજ આપે છે. એ બ્રહ્માદીક દેવતા તેને આપતા નથી. માટે શ્રી કૃષ્ણના ભકત શ્રી કૃષ્ણને પ્રારથના કરશે ત્યારેજ શ્રી કૃષ્ણ તેને સરવ સુખ આપશે એવી આશંકા મનમાં રાખવીજ નહી તે પ્રભુ પોતાની ઈચ્છાથી પોતાના સરણ થએલા જીવોને મન વાંછીત ફળ પ્રારથના કરયા વગર આપે છે. એ રીતે શ્રી ગુસાંઇજીએ ટીકામાં કહયું તેનો અભો પ્રાય છે એ ઠેકાણે કોઈ એવી આશંકા કરશે કે મુગતા ફળને લઉકીક ફળ કેમ ગણાવ્યું ! મુકતી ફળતો લઉકીક સંસાર મુંકોને મળે છે. જેને સારૂ બ્રહ્મ ગ્નાની તથા યોગી સંન્યાશી તપશી તરસે છે. તેને પણ અનેક જન્મના સાધને કરીને કઠણતાથી મળે છે. માટે એ ફળ અલઉકીક છે. તેને લઉકીક ફળ તમે કેમ કહયું ? બીજી આ શંકા એ છે જે લઉકીક ફળ જે ધન્ય રાજ્ય ઇત્યાદી પોતાના ભકતને પ્રભુ આપતા નથી એ રીતે દસમા સ્કંધ ભાગવતમાં કહ્યું છે અને શ્રી ગુસાંઇજી કેહે છે કે આ લોક અને પરલોક બંનેનું સુખ ભગવાન આપે છે. એ વારતા સા

થી ઉલટી છે? ત્રીજી આશંકા એ છે કે ભગવાન સૌના આત્મા છે માટે સરવેને સમાન સુખ આપવું જોઇએ? અને તમે કહ્યું કે જે ભકતને એવું જ્ઞાન થાય કે ભગવાનજ મારા આત્મા છે તેનેજ ભગવાન આ લોક પરલોકનું સુખ આપે છે બીજાને આપતા નથી? એ ત્રણ આશંકા તમારા કેહેવામાં થાય છે. માટે એ ત્રણનો ઉતર કરીએ છીએ ગીતાજીમાં ભગવાને કહ્યું છે.—

## ॥ श्लोक. ॥

॥ समोहंसर्वभुतेषुनमेद्वष्यो ॥
॥ स्तिनप्रियः येभजंतितुमां ॥
॥ भक्त्यामाधवतेषुचाप्यहं ॥

અર્થ—હું સરવ જીવોમાં સમાન્ય પણે બીરાજમાન છું માટે મને દ્વેષી નથી અને પ્રીય પણ નથી—પણ જે ભકત સ્નેહે કરીને મારૂ શેવન કરે છે તેને વિશે હું બીરાજુ છું અને તે ભકત મારે વિશે રહે છે. એરીતે ભગવાને કહ્યું પણ એ શ્લોકમાં પરસપર વાક્ય વિરોધ આવે છે—કારણ કે પેહેલે ભગવાને કહ્યું કે હું સરવેમાં શામાન્ય પણે બીરાજુ છું—તેથી ભકતમાં પણ ભગવાન બીરાજે છે

એ શોધ થઇ ચુક્યું ફરી ભગવાને કહ્યું કે ભગતમાં જ બીરાજું છું તે થકી બીજાઓમાં બીરાજતા નથી એવું સિધ્ધ થાય છે ત્યારે સમાન પણે સરવેમાં બીરાજે છે એ સિધ્ધ થતું નથી ત્યારે ભગવાને પહેલે કહ્યું તે ખરૂં કે પછે કહ્યું તે ખરૂં એવો પ્રશ્ન એમાં ઉપજે છે તેનો ખુલાસો એ છે કે, બન્ને વાત કહી તે ખરી છે કેમકે ભગવાન સરવેપ સમાન પણે ઢાંકેલા અગ્નીની પેઠે બીરાજે છે જેમ લોઢામાં તથા ચકમકના પથરામાં ઢાંકેલો અગ્ની છે તેમ સરવેમાં બીરાજે છે અને ભક્તમાં પ્રગટ અગ્નીની પેઠે બીરાજે છે એટલોજ ભેદ છે ને ભેદ ભગવાને બતાવ્યો છે કારણ કે ભક્તોએ ભક્તી દ્વારા હ્રદય રૂપી કાષ્ટનું મથન કરીને તેમાંથી અગ્નીને પ્રગટ કરીને પોતાના હ્રદયમાં ભગવાનને પધરાવ્યા છે બીજા જીવોએ તેમ પધરાવ્યા નથી એ વાત એકાદશસ્કંદ ભાગવતમાં કહી છે. એજ વારતા ભગવાને નવમાસ્કંદ ભાગવતમાં કહી

॥ શ્લોક. ॥

॥ भक्तश्चहृदयंमह्यंभक्तानांहृ ॥
॥ दयस्त्वहंमदन्यंतेनजानं ॥
॥ तिनान्यंतेभ्योमनागपि ॥

અર્થ—ભક્ત છે તે મારૂ હૃદય છે અને ભક્તનુ હૃદય હું છું એ રીતે શાક્ષાત ભગવાનની સાથે ભક્તાન હૃદયની એકતા કહી માટે ભક્તના હૃદયમાં શાક્ષાત પ્રગટ રૂપે ભગવાન બીરાજે છે વળી ભગવાને એ શ્લોક માં કહયું કે મારા ભક્ત મારા ઉપરાત કોઈને જાણતા નથી અને હું પણ ભકત ઉપરાંત જરા પણ કોઈ ને જાણતો નથી એ રીતે ભગવાનના કેહેવા થી શિધ્ધ થ યું કે ભકતનેજ ભગવાન જાણે છે. માટે મન વાંછીત ફ ળ ભકતને ભગવાન આપેજ છે પણ ભકત લઉકીક ફળ નીજ ઈચ્છા રાખતા નથી નીશ કામ પણે ભગવાનના શેવન ની ઈચ્છા રાખે છે પણ જોરાવરીથી રાંજ વૈભવ તેને આપે છે જેમ પ્રલાદજીને જોરાવરીથી રાજ્ય વઈભવ તેને આપેછે, જેમ પ્રલાદજીને જોરાવરીથી રાજ્ય આપ્યું ધ્રુ વજીને આપ્યું પાંડવોને આપ્યુ અંબરીશને આપ્યું એ રીતે લઉકીક અને અ લઉકીક બંને પ્રકારનું સુખ ભકતોને આપે છે અને બ્રહ્માદી દેવતાઓ થકી તો કેવ ળ લઉકીક સુખજ મળે છે અ લઉકીક સુખ મળતુ ન થી કદાચ ઘણું આપે તો પોતાના સ્થાનથી મોક્ષ તેને આપે પણ તે મોક્ષનુ સુખ જ્યાં સુધી બ્રહ્મા વિષ્ણું ને શીવ એની આયુશ્યની અવધી શાસ્ત્રમાં કહી છે ત્યાં સુધી તે જીવ મોક્ષનું સુખ ભોગવે અંતે શીવ બ્રહ્મા વિષ્ણુ અક્ષર બ્રહ્મમાં લીન થાય તેની સાથે તે જીવ પણ

લીન થાવ ફરી તેને જુદા રહીને કરી સુખ મળતુ નથી એટલા સારૂ બાળબોધ ગ્રંથમાં એ મોક્ષને લઉકીક મોક્ષ કહી છે અને પુરાણ પુરૂષોતમના ભકતોને મુક્તી કર તાં શ્રેષ્ટ ફળ ગૌલોક ધામમાં પૂરૂષો તમનું શદા શેવન દરસન મળે છે તે ગૌ લોક ધામનો કદી નાશ થતો નથી એવું અવીચળ ફળ પુરૂષોતમના શેવન કરનારને મળે છે. તેથી ભકત મુકતીઓ લેવાની ઇચ્છા રાખતા નથી એવું ત્રીતીય સ્કંધ ભાગવતમાં કપીલ દેવજી એ કહયું છે-

॥ શ્લોક. ॥

॥ सालोक्यसार्ष्टिसामीप्य ॥
॥ सारुप्यैकत्वमप्युत ॥दी ॥
॥ यमानंनग्रन्हंतिविनाम ॥
॥ त्सेवनंजनाः ॥ ॥

અર્થ--સાલોક તથા સાષ્ટી તથા સામીપ્ય તથા સારૂપ એ ચાર પ્રકારની મુગતીઓ હું ભકતને આપુ છું પણ તે ભકત મારા શેવન વગર એ મુકતીઓને લેવાની ઇચ્છા રાખતા નથી સાલોક મુક્તી એટલે વિષ્ણુના વૈકુંઠમાં અથવા અક્ષર બ્રહ્મ ધામમા વાસ કરવો સાષ્ટી એટલે ભગવાનનો

છ અઉશ્વર્યાદી ધર્મ તે જીવમાં આવે છે તેણે કરીને ભગવાનના બરાબર તે સુખ ભોગવે છે સાનીપ્ય એટલે વિષ્ણું લોકોમાં ભગવાનની સનીધાન રહેવું સારૂપ એટલે ભગવાનના સ્વરૂપમાં મળી જવું એ રીતે એ ચારે મુકતીની અવધી છે તે પુરી થએ અક્ષર બ્રહ્મ ધામમાં તે જીવ લીન થઈ જાય છે જેમ જળમાં જળ મળી જાય છે તેને ફરી ભગવાનનુ સુખ થતુ નથી. એટલા શારૂ ભકત મુકતાઓ લેવાની ઇછા રાખતાજ નથી.સદા ભગવાનનું શેવન કરવાની ઈચ્છા આ લોકમાં અને પર લોકમાં રાખે છે એવુ જાણીને ઈહાં ભગવાનનું શેવનજ કરે છે માટે પદ્મ પુરાણના ભાગવત માહાત્મમાં નારદજીએ ભકતીને કહયું છે કે—

## ॥ શ્લોક. ॥

## ॥ मुक्तिदासीददौतुभ्यं ॥

અર્થ— હે ભકતી તને મુકતી સરખી દાશી ભગવાને આપેલી છે માટે તું ભગવાનને ઘણી પ્રીય છે એ રીતે મુકતીને ભગતીની દાશી કહી છે અને ભાગવત દ્વીતીય સ્કંધમાં પણ કહયું છે કે ભગવાન ઘણું કરીને આ જીવોને મુકતી આપે છે પણ ભકતી આપતા નથી એ વચન અગાડી કહેલું છે માટે ઈયાં લખ્યું નથી તેજ રી

તેભક્તોએ પણ કહ્યું છે. નરશી મેહેતાના પદમાં કહ્યું છે કે (ભકતી ના આપિ નાથ ભકતી નાપે ) અને નંદ દાસજી તુળશી દાસના ભાઇ તેણે કહ્યું છે ( નંદદાસતાએ મુકતી લોન કોશોપાની ) ભક્તને મુકતી લોણના પાણી સ. ખો ખારી અગર લાગે છે એટલે અણગમતી લાગે છે. એ રીતે ભગવાનના શેવનનાં સુખ આગળ મુકતીને શાસ્ત્રમાં ઠામ ઠામ તુચ્છ કરીને ગણી છે તેને અજ્ઞાની માયાવાદી લોકો મોટી કરીને ગણે છે; અને ભકતીને તુચ્છ કરીને મન કલ્પીતથી કહે છે એ ઉપરાંત બીજા અભાગીઆ તે કોણ હશે; અને એવા અભાગીઆના કેહેવાથી સરવ અ ગમ સુખને આપનારી એવી જે ભકતી તેને મુકી દેશે એ વા પણ કોણ હશે; અને કદાશ ભકતીને મુકશે તો તેને મુ કતી પણ મળનાર નથી એવું શાસ્ત્રમાં કહ્યું છે કેવળ બ્ર હ્મ જ્ઞાનને ભકતી વગર નીશ્ફળતા કહી છે. એ પણ આગા ડી કહેલું છે માટે સરવ સુખના આપનાર ભગવાનજ છે. પણ પોતાના ભકતને ધન તથા રાજ્યથી મ- ઉત્પન્ન થાય એવું હોય તો તેવા ભકતને ધન તથા રા જ આપતા નથી કારણકે રાજને અંતે મદ કરીને નરક વાસ થાય છે એવું શાસ્ત્રમાં કહ્યું છે માટે પોતાના સર ણ આવેલા ભકતને પોતે નરકમાં હાથે કરીને નાખવાની ઈચ્છા કદી ભગવાન કરતા નથી તે સારૂ તેવા ભકતને ધન તથા રાજ આપતા નથી એવા દયાળુ પ્રભુ છે જેમ

તંબોળી પાનને સંભાળે છે તેમ પોતાના ભક્તને ભગવાન સંભાળી લેછે એ રીતે એ શ્લોકનો ભાવાર્થ પુરો થયો. હવે એ ગ્રંથનો બારમો શ્લોક કહે છે:—

॥ श्लोक ॥

॥ अतस्तुब्रह्मवादेनकृष्णेबु ॥
॥ द्धिविधीयतां ॥ आत्मनि ॥
॥ ब्रह्मरुपेनिछिद्राव्योम्नीव ॥
॥ चेतना ॥ १२ ॥ ॥

અર્થ—શ્રી કૃષ્ણજ પર બ્રહ્મ છે તેથી બ્રહ્મ વાદ કહેતાં વેદાંત સિધ્ધાંતને વિશે જે બ્રહ્મ નિરૂપણ કરેલા છે તે શ્રી કૃષ્ણજ છે એવી બુધ્ધી રાખો જેમ આકાશને વિશે મેઘ તથા રેણુ વડે અનેક છેદ દેખાય છે તેમ આ જીવના અંતઃ કરણની અવિદ્યા વડે અક્ષર બ્રહ્મમાં ચઇતન રૂપ અનેક પ્રકારના જીવ દેખાય છે પણ વસ્તુતા એ જોતાં એ સરવે એક અક્ષર બ્રહ્મજ છે. એ મુળ શ્લોકનો અર્થ--એની ટીકા વિશે શ્રી ગુસાંઈજી લખે છે કે આ શ્લોકમાં જીવનું સ્વરૂપ તથા જીવને સંસારથી

છુટવાનો ઉપાય કહયો છે. આ જીવ છે તે અણુ એટ લે અત્યંત સુખ્શ્મ સ્વરૂપ છે અને અક્ષરબ્રહ્મનું સ્વરૂપ છે પણ એની બુધ્ધીને અવિદ્યાએ ઢાંકી રાખી છે તેથી જીવનું સ્વરૂપ જાણાતુ નથી જેમ રાખથી ઢાંકેલો અગ્ની જાણાતો નથી તેથી કરીને જીવ પોતાના સ્વરૂપને જાણી શ કતો નથી માટે એને જન્મ મરણ વારંવાર થાય છે. તે એજ અવિદ્યા રૂપ ઉપાધી વડે થાય છે જીવ પણે કરી ને જન્મ મરણ પ્રાપ થતુ નથી કારણ કે જીવનો સુધ બ્રહ્મ નો અંશ છે. જેમ આકાશને વિશે મેઘાદીક વિકારે કરીને છેદ દેખાય છે તેમ જીવને વિશે તુછ ધરમ અવિદ્યા વ ડે દેખાય છે એ રીતે શ્રી ગુસાંઇજીએ ટીકામાં કહયું તે નો ભાવાર્થ કહીએ છીએ શ્રી ગુસાંઇજીએ કહયું કે આ જીવ અક્ષર બ્રહ્મના ચઇતનતાનો અંશ છે માટે અક્ષર બ્રહ્મનું સ્વરૂપ છે પણ અક્ષર બ્રહ્મના ધરમ એ જીવમાં જોવામા આવતા નથી તેનું કારણ એ છે કે અવિ દ્યા રૂપ ઉપાધી એને લાગીછે તે એ જીવની બુધ્ધીમાથી અવિદ્યા ખસે તો એ જીવને પોતાનું સ્વરૂપ જણાય અ ને જન્મ મરણ પણ છુટે અવિદ્યા ખસ્યા વગર એ જી વનો ઉધાર થાય નહી એ રીતે કહયું પણ માયાવાદી લો કો એ જીવનું સ્વરૂપ અક્ષર બ્રહ્મથી જુદી રીતનું માને છે કોઇતો બ્રહ્મનું પ્રતીબીંબ કહે છે કેટલા એક તેવા દી કહે છે કે બ્રહ્મામાંથી જીવ ઉત્પન્ન થયો નથી એ જી

ષ શદાપ જુદા છે તેમ ભગવાન જુદા છે વશિષ્ટા દ્વૈત વાળા કહે છે કે બ્રહ્મના અંગમાં જીવ જુદોજ રહે છે કદી એક થતો નથી એ બણ સિધ્ધાંત વેદ શાસ્ત્રથી વિરૂધ્ધ છે એ જણાવવા સારૂ શ્રી માહાપ્રભુજીએ બ્રહ્મનું ચઇતન્યાંશ અને અણુ સ્વરૂપ અને બ્રહ્મ સાથે અદ્વૈત રૂપ જીવનું કહ્યું એજ વાત શાસ્ત્ર પ્રમાણે છે. તે ભાગવત સ્તુત્ય ૨૮ ભમા કહી છે.

## ॥ श्लोक ॥

॥ एवंपंचविधंलिंगंत्रिवृत्षोडशविस्तृतं ॥
॥ एषचेतनयायुक्तो ॥
॥ जीवइत्यभिधीयते ॥

અર્થ--એ પ્રકારે પંચ માહાભુત પૃથ્વી, તેજ, વાયું, આકાશ, ત્રણ ગુણ એટલે સાત્વીક રાજસ; તામસ સોડસ એટલે પંચ તન્માત્રા એટલે રૂપ રસ ગંધ સ્પર્શ શબ્દ અને અગીઆર ઇંદ્રીઓ એ રીતે ચોવીસ તત્વ અને ચૈતનતા સહીત જે છે તેને જીવ કરીને કહે છે એ રીતે જીવનું ચઇતન્ય સ્વરૂપ કહ્યુંછે. અને વાદી પ્રતીબીંબ રૂપ માને છે એ વાત પ્રગટ શાસ્ત્ર વિરૂધ છે વળીદ્વાદશ સ્કંધમાં જીવને બ્રહ્મ રૂપ કહેલો છે.

॥ श्लोक ॥

॥ घटेभिन्नेयथाकाशः आका ॥
॥ शःस्याद्यथपुराएवंदेहमृते ॥
॥ जीवोब्रह्मसंपद्यतेपुनः ॥

અર્થ—જેમ ઘડાનો નાશ થવાથી ઘડામાં જે આકાશ છે તે મહા આકાશમાં જઈને મળે છે તેમ વાસનાત્મક લીંગ શરીરનો નાશ થવાથી આ જીવ પાછો બ્રહ્મ રૂપ થાય છે જુઓ કે દ્વૈતવાદી તથા વિશિષ્ટાદ્વૈત વાદી કહે છે કે જીવ બ્રહ્મ રૂપ નથી તે સિધાંત પણ શાસ્ત્ર વિરૂદ્ધ છે એજ અધ્યાયમાં પરીક્ષીત રાજાને ઉપદેશ કરેલો છે કે જીવ વિષે બ્રહ્મ ભાવના રાખીને દેહ છોડવી:—

॥ श्लोक. ॥

॥ अहंब्रह्मपरंधामंब्रह्माहंप ॥
॥ रमंपदंएवंसमीक्षन्नात्मा ॥
॥ नमात्मन्याध्यायनिस्कले ॥

અર્થ- હું બ્રહ્મનું પરધામછું અને બ્રહ્મ મારૂ સ્થાન રૂપ છે એવી ભાવના કરીને દેહાંત સમજી નિસ્કલંક એવા જે પર બ્રહ્મ તેને વિશે આત્માનો આરોપ કરવો એ રીતે માહા પ્રલયના વરણનમાં પણ કહ્યુ છે કે આ જીવ પર બ્રહ્મને વિશે લીન થઇ જાય છે અને સ્રષ્ટી સમે જેમ અગ્નીમાંથી અનેક તણખા નીકળે છે તેમ આ જીવો બ્રહ્મમાંથી નીકળે છે. એ રીતે વેદમાં કહયું છે. એવું શાસ્ત્રમાં કહે છતાં વાદીઓ કહે છે જે આ જીવ જો બ્રહ્મ રૂપ જો હોય તો અગ્નાની કેમ થાય ? નરકનું દુઃખ કેમ ભોગવે ઈત્યાદી આ શંકા લાવીને જીવને બ્રહ્મ રૂપ માંનતા નથી તે વિશે શ્રી માહા પ્રભુજી કહેછે જે આ જીવમાં જે બ્રહ્મના ધરમ દેખાતા નથી ને અવિદ્યા વડે દેખાતા નથી અવિદ્યાનો નાશ થયે જીવમાં બ્રહ્મના સરવે ધરમ આવે છે જો જીવમાં બ્રહ્મ ધરમ ભગવાને રેહેવાદીધા હોત તો સરવે જીવ ભગવાન સરખા થાત ઉતમ મધ્યમ નથી તથા રાજા રાંક પણ ન થાત તેમ અસ્રી પુત્રા દીક વિશે સ્નેહ પણ ન કરત ત્યારે જગતનું રમણ ઘણા કાળ ચાલી પણ શકત નહી એવું જાણીને શ્રીકૃષ્ણે ભગવાને પોતાના ચઇતન્યાંશ માંથી પોતાના છ ઐશ્વર્યા દીક ધરમ ખેંચી લીધા કોરો ચૈતન્યાંશ જીવ રાખ્યો છે એ રીતે ભગવાનના દેવ સ્તુતીમાં કહયું છે—

॥ श्लोक ॥

॥ जयजयजह्यजामजितदो ॥
॥ षग्रभितगुणांत्वमसियद्दा ॥
॥ त्मनासमाविरुद्धसमस्तभ ॥
॥ गः ॥ अगजगदोकसामाखि ॥
॥ लशक्त्यवबोधकतेक्वचिद ॥
॥ जयात्मनाचरतोनुचरेन्नि ॥
॥ गमः ॥ ॥ ॥ ॥

અર્થ—વેદ કહે છે કે હે ભગવાન તમે સદા ઉતકૃષ્ટ પણે બીરાજો અને સ્થાવર જંગમ રૂપ જીવોના દેહની અવિદ્યાનો નાશ કરો કારણ કે એ અવિદ્યા દોષ રૂપ છે. તેથી જીવોના આનંદને આવરણ કરે છે. અને મોહ ઉપજાવે છે અને તમે કેહેવા છો કે સમસ્ત અષ્ટ ઐશ્વર્યાદીક ધરમ તમે તમારે વિશેજ રાખેલા છે તે ધરમ જીવોને આપેલા નથી. માટે એ જીવો અવિદ્યાનો નાશ કરવાને સમરથ નથી માટે એ અવિદ્યા તમારાજ વશમાં છે તેથીજ નાશ કરો અને જીવમાં અંતર જામી રૂપે ક

રીને મેત ખારાજો છો તેથી આ. જીવને સરવ સામરથના આપનાર પણ તમેજ છો માટે જીવને ગ્નાનાદીક થવા વિશે સ્વતંત્ર પણ નથી અને અષ્ટોની ઉતપતીશમે તમે તમારી સામરથ વડે રમણ કરો છો તે લીલાનું વરણન વેદ કરે છે એ રીતે જીવમાંથી બ્રહ્મ ધરમ ભગવાને અં ઞી લીધા છે એવું વેદમાં કહયું છે માટે બ્રહ્મ ધરમ જીવમાં દેખાતા નથી પણ એ બ્રહ્મ ધરમ ભકતી વડે તથા બ્રહ્મ સ્વરૂપના ગ્નાન વડે અવિદ્યાનો નાશ થવાથી પાછા જીવમાં આવે છે તે વિશે વેદમાં પણ કહયું છે. અને ભાગવત એકાદસ સ્કંધમાં ભગવાને પણ કહયું છે.

## ॥ श्लोक. ॥

॥ भक्तिलब्धववत:साधोकि ॥
॥ मन्यदवशिष्यतेमप्यनंत ॥
॥ गुणेब्रह्मण्यानंदानुभवात्म ॥
॥ नि ॥

અર્થ—હે ઉધવ મારી ભકતી પ્રાપ્ત થયા પછી આ જીવને શુ ફળ મળવું બાકી રહે છે સરવ ફળ તો જીવ

ને મળી ચુક્યુ છે કારણ કે અનંત ગુણ રૂપ એવા જે હું તેને વિશે ભક્તી થવા થકી સાક્ષાત બ્રહ્મના આનંદનો અનુભવ હું તેની આત્માને કરાવું છું એ રીતે ભક્તી વડે બ્રહ્મના સરવ ધરમ જીવમાં આવે છે. તેથીજ એ જીવ બ્રહ્માંડ ફોડીને અક્ષર બ્રહ્મ સુધી જઇ શકે છે એજ જીવ દેવતા થાય છે અને એ જીવ બ્રહ્મના સ્થાન સુધી જઈ શકે છે એ સરવે સામરથનું અંધારણ ભક્તી ઉપર રાખેલું છે માટે ભક્તી વડે દેવતા પણ અને બ્રહ્મતા આ જીવને પ્રાપ્ત થાય છે. અને અવિદ્યાનો નાસ પણ ભક્તી વડેજ થાય છે એ રીતે શ્રી માહા પ્રભુજીનું બોલવું કેવળ શાસ્ત્ર પ્રમાણેજ છે અને બીજાનું બોલવું શાસ્ત્રના એક પક્ષને લઈને છે શાસ્ત્રના સરવ પક્ષને લઈને નથી તે વાત ભાગવત ગીતા જેમાં ચ્યારે વેદનો સાર કહેલો છે તે ઉપરથીજ જણાઈ આવે છે માટે વાદીઓના બોલવાને પ્રમાણ નથી હવે એ ગ્રંથનો તેરમો શ્લોક કહે છે—

॥ श्लोक ॥

॥ उपाधिनाशेविज्ञानेब्रह्म ॥

॥ त्मस्वावबोधनेगंगातीरस्थि ॥

॥ तोयद्ददेवतांतत्रपष्यति ॥ ॥

॥ १३ ॥ तथाकृष्णंपरंब्रह्म ॥

॥ स्वस्मिन्ज्ञानोप्रपस्यति ॥

અર્થ—ભગવાનજ આપણી આત્મા છે એવું બોધ રૂપ જ્ઞાન જ્યારે થાય છે ત્યારેજ અવિદ્યા રૂપ ઉપાધીનો નાશ થાય છે અને ગંગાજીના તટ ઉપર ઉભો રહેલો એવો જે ગંગાજીનો ભક્ત જેમ દેવતારૂપ ગંગાજીને દેખે છે તેમ શ્રી કૃષ્ણનો ભક્ત શ્રી કૃષ્ણના સ્વરૂપને પોતાના હૃદયમાં સારી રીતે દેખે છે એ મુળ શ્લોકનો અર્થ હવે એની ટીકામાં શ્રી ગુસાંઇજી કહે છે કે બ્રહ્મ પરમ જીવમાં દેખાતા નથી તે ગુરૂ ઉપદેશી કરીને બોધ રૂપ જ્ઞાન વડે જે પ્રકારે પ્રભુનો પ્રકાશ જીવોમાં થાય અને જ્ઞાનને પ્રતિબંધ કરતા અવિદ્યાનો નાશ થાય ત્યારે પ્રભુનો અનુભવ અને પ્રભુના આશ્રી ભાવની યોગતા જીવમાં થાય છે અને પ્રભુના દરશન તેને સારી રીતે થાય છે હવે એનો ભાવાર્થ કહીએ છીએ ગુરૂદ્વારા એવું જ્ઞાન થાય કે આ જગત જે છે તે ભગવાનનું અંશ રૂપજ છે. મારે ભગવાન મારી આત્મા છે એવું જગતનું રૂપ જાણીને જગત સાથે વરતે અને જગતનુ મુળ ભગવાનને જાણીને

ઓ કૃષ્ણની ભક્તી કરે ત્યારેજ એ અવિદ્યા જીવની બુધીમાંથી ખસે અને અવિદ્યા ખસે ત્યારે આ જગતને વિશેજ ભગવાનના શાક્ષાત દરશન આ જીવને થાય છે. એ રીતે આ મહા પ્રભુજીએ કહયું તેજ વાત ભાગવત માં કહી છે કે સપ્ત જ્ઞાન નારદજીના ઉપદેશથી પ્રલાદજીને થયું હતુ તે સરવેમાં બ્રહ્મ રૂપતા જોતા હતા હીરણ્યકસ્યપે ભગવાનની ભકતી છોડાવવા સારૂ પ્રલાદજીને બહુ દુખ દીધુ પણ પ્રલાદજીને એવું જ્ઞાન સિધ્ધ થયુ હતુ કે સરવે ઠેકાણે મારા પ્રભુ છે તરવારમાં ભાલામાં વીશમાં સરવેમાં પ્રભુ બીરાજે છે તેથી મને એ શુ કરવાનો એ રીતે નીરભય થઇને બઠા દઇત્યોએ પ્રલાદજીને તરવારથી ભાલાથી ઘણો માર મારયો પણ તે સરવે ફુલ બરાબર લાગા અને પ્રલાદજીના શરીરમાં એકે શાહસ્ત્રનો ઘા પડયોનહી એજ રીતે રંતીદેવ રાજાને પ્રભુના સ્વરૂપનું જ્ઞાન જગત વીશે થયું હતુ તેથી બ્રાહ્મણ તથા શુદ્ર તથા ચાંડાલ સરવેને વિશે ભગવાન બીરાજે છે એવું જાણીને પોતાનું સરવ અન તેઓને આપી દીધુ અને પોતે ભુખ્યાજ રહ્યા તેથી કરીને તેજ વખતે રંતીદેવ રાજાનમાંથી અવિદ્યા ખશી ગઇ એટલે તેજ ઠેકાણે ભગવાનના શાક્ષાત દરશન રંતીદેવ રાજાને થયા માટે જગતના જીવ વિશે ભગવાનનો ભાવ રાખીને તેના ઉપર દયા રાખવી પરોપકાર કરવો, માન અપમાન સમા રાખવા, સ્નેહ રાખવો હીંશા ન કરવી નીંદા

ન કરવી ચોરી વ્યભિચારી, વિશ્વાસ ઘાત કોઈ ન કરવી કારણ કે જગતના જીવમાં ને આપણામાં જરા પણ ભેદ નથી જેટલા ભગવાનના અંશ તેમાં છે તેટલાજ આપણામાં છે પારકું જાણીને જે તેની સાથે અધરમ રીતે ચાલે છે અને સામાને જેટલું દુખ દેછે તેટલુ દુખ તેને પોતાનેજ ભોગવવું પડે છે જેમ કે આપણા અંગને આપણે પારકુ જાણીને તરવારનો ઝટકો મારીશુ તો તે ઝટકાનું દુખ આપણનેજ થશે તેમ સામા માણસને દુખ દેનારને તેટલુ દુખ પાછુ ભોગવવું પડે છે એટલા સારૂ ભકતોએ જગતમાં બ્રહ્મ ભાવ રાખીને ચાલવું જેને જગતમાં બ્રહ્મ ભાવ નથી તેને ભગવાનના દરસન જગતમાં થતા નથી કારણ કે તે એમ જાણે છે તે જગતમા ભગવાન નથી એવો ભાવ તે ભકતોને છે તેથી જગતમાં ભગવાન તેને દરશન આપતા નથી જો જગતમા ભગવાનનો ભાવ હોય અને ભગવાનનો ભય સરવ ઠેકાણે રાખીને જગત સાથે સુધરમ રીતે ચાલે અને ભગવાનની ભકતી કરે તો નીશચે ભગવાનના દરશન એને થાય છે એ રીતે શ્રી મારા પ્રભુજીએ કહ્યુ છે માટે જેને દરશનની ઇચ્છા હોય તેણે શ્રી મારા પ્રભુજીના કહ્યા પ્રમાણે ચાલવું જે ભકત ચાલ્યા છે તેને દરશન થયા છે તે વારતાઓમાં પ્રશિદ્ધ છે અને હાલમાં પ્રભુનો અનુભવ ભકતને થાય છે પણ માયાવાદી લોક એમ કહે છે કે ભગવાનનાં દરશન જીવને કળી

થતા નથી એ વાત શાસ્ત્રવિરૂધ છે પ્રહલાદજીએ આદ દ ઈને ઘણાને થયા છે અને ગીતાજીમા પણ ભગવાને કહ્યુ છે કે--

॥ श्लोक. ॥

॥ भक्त्यात्वनन्ययासक्यअहं ॥
॥ मेवंविधोर्जुनज्ञानुंद्रष्टुंचत ॥
॥ त्वेनप्रवेष्टुंचपरंतपः ॥

અર્થ—હે અરજુન મને જાણવાને તથા મારા દરશન થવાને તથા મને પ્રાપ્ત થવાને કેવળ અનન્ય ભક્તી વડે આ જીવ શક્ય છે બીજે પ્રકારે નથી એ રીતે અનન્ય ભક્તી વડે દરશન થાય છે એ રીતે ભગવાને કહ્યું છે માટે માયાવાદીની વારતા શાસ્ત્રથી ઉલટી છે તે માનવી નહીં એ લોકની ખથી મનની કલ્પના છે એ મનની કલ્પનાને પ્રમાણ શું? કાંઈજ નહી શ્રી માહા પ્રભુજીનું બોલવું કેવળ શાસ્ત્રોક્ત છે તેજ ખરૂ છે હવે એ ગ્રંથનો ચઉદમો શ્લોક કહે છે.

॥ श्लोक. ॥

॥ संसारीयस्तुभजतेसदुरस्थो ॥
॥ यथातथा ॥ १४ ॥ अपेक्षि ॥
॥ तजलादीनांभावातत्रंदु:ख ॥
॥ भाक ॥

અર્થ—જે કોઇ સંસાર વાસના વાલો ભગવાનનું ભજન કરે છે, તે જેમ દુર રહેલો ગંગાજીનો ભકત ગંગાજીનું ભજન કરે છે તેમ જાણવો ૧૪ જેમ દુર રહેલા ભકતને ગંગાજળ દીકની પ્રાપ્તી થતી નથી તેથી તે દુખ ભોગવે છે તેમ સંસાર વીશે જે ભકત આશકત છે તેને ભગવાનનો અનુભવ થતો નથી તેથી સંસારમાં દુખ પામે છે એ મુળ શ્લોકનો અર્થ હવે શ્રી ગુસાંઇજી એની ટીકામાં લખે છે જે પુરૂષને એવી ભાવના છે કે સરવ સ્વરૂપ એક શ્રી હરીજ છે હરીવગર બીજુ કાંઇજ નથી અને શેવા પયોગી વસ્તુની અપેક્ષાને વિશે પણ પ્રભુએ કરીને સરવ શિધ્ધ થશે એવી જેની ભાવના છે તેતો કોઈ કાળમાં દુખી થતો નથી તે જણવવા સારૂ દ્રષ્ટાંત કેહે છે કે જે જીવ સંસારને વિશે આશકત છે અને ગુરૂ ઉપદેશ માત્ર ભજને કરીને સંસારની વૃતી થવાનું કારણ જાણીને પ્રભુને ભજે છે પણ જગત વિશે બ્રહ્મ ભાવ રાખીને ભજતો

નથી અને પુરૂષોતમના આ વીર ભાવ સહીત જે ભકતન થી તેને ગંગાજીથી દુર દેશમાં રેહેતો જાણવો તે દુર દેશ માં રહેલા ગંગાજીને ભજે છે તે ઠેકાણે તેને ગંગા જળ ની પ્રાપ્તી થતી નથી તેથી મનમાં દુખી થાય છે.

તેમજ પોતે ભકતી મારગમાં રહેલા છે પણ ભગવાનના શાક્ષાત સંબંધ વિના તે દુખી થાય છે પણ ભગવાને અંગીકાર કરયો છે તેથી ત્યાગતો તેનો નકી કરે પણ જન્માંતરાએ કરીને તેને ભકતીનું ફળ સિધ્ધ થ શે એ રીતે શ્રી ગુસાંઇજીએ કહ્યું છે તેનો ભાવાર્થ એ છે કે સ્ત્રી પુત્રાદીકને વિશે આશકતી રાખીને વેપાર વિશે ઉલ ટા કરમ કરે છે વેપારને અરથે દગલ બાજી, વીસ્વાસ ઘાત, લોકોના પઈસા લઇને ખાઈ જાય છે એવા જીવ છે એમ ઉલટું કરતાં જરા પણ ભય પામતા નથી તેનું કારણ એ છે કે તેઓને જગત વીશે બ્રહ્મ ભાવ નથી પ ણ ભકતી તો ભગવાનની કરે છે એવા જે ભકત છે તે ગં ગા જીથી દુર દેશમાં રેહેનારા જાણવા જેમ ગંગાજીથી દુ ર દેશમાં રેહેનારા ભકતને ગંગાજીનાં દરસન તથા જળ ની પ્રાપ્તી થતી નથી તેમ અધરમરીતે ચાલનારા ભકતોને ભગવાનના દરશન તથા ભગવાનનો અનુંભવ થતો નથી. તેથી અનેક જનમનો અંતરાય થાય છે તેથી દુખ પામે છે માટે સુંદરમ રીતે જગતમાં બ્રહ્મ ભાવને રાખીને

આળવું અને પ્રેમ સહીત આદર પુરવક હરીનું શેવન કરવું તેથી ભગવાનનો અનુંભવ આ જગતમાંજ થાય છે એ એનો ભાવાર્થ છે હવે પંદરમો તથા શોળમો શ્લોક તે અંથનો કહે છે.

॥ श्लोक ॥

॥ तस्मातश्रीकृष्णमार्गेस्थो ॥
॥ विमुक्त:सर्वलोकत: ॥ १५ ॥
॥ आत्मानंदसमुद्रस्थंकृष्णमे ॥
॥ वविचिंतयेत् ॥ लोकर्थाचे ॥
॥ द्रजेत्कृष्णांक्रिष्टोभवतिस ॥
॥ वैथा ॥ १६ ॥ ॥

અર્થ—માટે શ્રી કૃષ્ણના મારગ વિશે રહેલાજે ભક્ત છે તેણે સંસારની આશકતી મુકીને આપણા સ્વરૂપાનંદ સમુદ્રમાં બીરાજમાન એવા જે શ્રી કૃષ્ણ છે તેનુંજ ચીંતન કરવું લઉકીક કામનાસારૂ જે જીવ ભગવાનને ભજશે તે જીવ નીશ્ચે દુખ પામશે એ મુળ શ્લોકનો અર્થ હવે એનો ભાવાર્થ કહેછે કે ભગવાનનું ચીતન કરવાથી ભ

ગવાન સઉ આપે છે એવી ભગવાનની પ્રતીજ્ઞા છે-તથા
પી પોતાનો ભજનાર કદાપી રાજઅથવા ધન પા દીકની
ઈચ્છા રાખીને ભગવાનનું ભજન કરે પણ રાજ્ય ધન આ
પવાથી તે જીવને મદ ઉત્પન્ન થાય અને તે મદે કરીને
ગુરૂ તથા મહંત પુરૂષની અવજ્ઞા જીવ બુધિપથી કરે અ
થવા સ્ત્રી આદીકના સુખમાં પડીજાય તો અંતે તેને નર
કભોગવવું પડે એવો જો જીવ હોય તો તેને પ્રભુ રાજ
લક્ષમી આપે નહીં કેમકે તે જીવને પોતાની પ્રાપ્તી આપ
વાની ઈચ્છા ભગવાનની છે-અને તે જીવને નરકમાં પ
ડવાની ઈચ્છા છે એ વાતને એ જીવતો જાણતો નથી પ
ણ ભગવાનને તો જાણે છે માટે તેને લઉકીક વસ્તુ આ
પતા નથી તેથી તે જીવ મનમાં ઘણુ દુખ પામે છે એ
એનો ભાવર્થ છે હવે એ ગ્રંથનો સતરમો શ્લોક
કહે છે.

॥ श्लोक ॥

॥ क्रिष्टोपिचेद्व्रजेत्कृष्णंलोको ॥
॥ नश्यतिसर्वथा॥ज्ञानाभावे ॥
॥ पुष्टिमार्गोतिष्टेत्पुजोत्सवा ॥
॥ दिषु ॥ १७ ॥

અર્થ--ભગવાન તે જીવની જોગતા જોયા વગર તેને લઉકીક ફળ આપતા નથી તે ઉપરાંત હઠ કરીને લઉકીક કામના સારૂ ભગવાનને ભજે છે તો જે લઉકીક તેનું હોય છે તે પણ સરવથા નાશ પામીજાય છે માટે બ્રહ્મ સ્વરૂપ નું ગ્નાન ન હોય તો પણ પુષ્ટી મારગી જીવ હોય તેણે ભગવાનના શેવન તથા ઉછવ કથા શ્રવણા દીકમાં સદા રે હેવુંએ મુળ શ્લોકનો અર્થ હવે એનો ભાવારથ કહુ છે જો કદાશ તે જીવને લઉકીક વસ્તુ ભગવાને ન આપી હોય અને તે વસ્તુ તે હઠ કરીને ભગવાન પાશેથી તે જીવ મા ગે અને તે વસ્તુ ભગવાન તેને ન આપે તે ઉપરથી તેનો વિસ્વાસ ભગવાન ઉપરથીકદાસ ઉઠી જતો હોય તો કદાસ તે વસ્તુ તેને ભગાન આપે છે પણ તે વસ્તુ લઈને તે જીવ સુખ પામતા નથી તે વસ્તુ ઉપરથી ભગવાન તેનું મન એ વું તો આકરૂ કરાવી નાંખે કે ફરી તે જીવની પ્રીત તે વસ્તુ ઉપર રેહેજ નહી એવા દયાળુ ભગવાન પોતાનો ભકત ઉપર છે કેમ કેસંસાર વાશનાથી જન્મ મરણનું દુખ સદા રહે છે એવું પોતાનો ભકત જાણીને તેને જન્મ મર ણ દુખમાં પડવા દેતા નથી તે વસ્તુ આપીને પાછી તે વસ્તુમાંથી મન કઢાવીને પોતાનામાંમનનેરખાવે છે જેમ દા મોદરદાસની સ્ત્રી ને પુત્રનું મન હતું તેથી પુત્ર આપીઓ પણ મલેચ્છ બુધિ શરખો પુત્ર આપીઓ તેથી પછી પ

ણીઆણીનું મન પૂત્રમાંથી નીકળી ગયું અને પાછુ ભ ગવાન માંજ આશકત થયું માટે પ્રભુ પોતાની ઇચ્છા થકી જે આપે તેમાં આણંદ રાખવો પણ હઠ કરીને ભગવાન પાસેથી કાંઇ પણ માગવું નહી અને લઉકીક સારૂ ભકતી કરવી નહી ભકતી કરવી એજ દાસંનો ધરમ છે એવું જાણીને ભકતી કરવી તેથી સઉ મળે છે એ એનો ભાવારથ છે કદાશ જગતમાં બ્રહ્મ ગ્નાન ન થાય તો પણ પુષ્ટી મારગી જીવને સદા ભગવાનની શેવામાં તથા ઉછવ કીરતનમાં રેહેવું હવે એ ગ્રંથનો અઢારમો શ્લોક કહે છે.

## ॥ श्लोक. ॥

॥ मर्यादास्थस्तुगंगायांश्री ॥
॥ भागवततत्परः ॥ अनुग्रहः ॥
॥ पुष्टिमार्गेनियामकइतिस्थि ॥
॥ तिः ॥ १८ ॥

અરથ—જે મરયાદા મારગી જીવ છે તેણે ગંગાદીક તીરથમાં રહેવું અને ભાગવતાદી શાસ્ત્ર શ્રવણમાં તતપર રેહેવું ભગવાનના અનુંગ્રહ વગર પુષ્ટી ભકતી ઉત્પન્ન

નહી થાય એ વાત નીશ્ચે કરીને જાણવી એ મુળ શ્લોક નો અરથ હવે શ્રી ગુસાંઈજી ટીકામાં કહે છે કે પૂષ્ટી ભ કતને રેહેવામાં દેશની ચેમ નથી અને વિધિની પામક ન થી વિધી તે સાધનનીપામક નથી કેવળ પ્રભુનો અનુભવ ની પામક છે કદાશ મરયાદા મારગી ભકત ઉપર ભગ ગવાન અનુગ્રહ કરીને તેને પૂષ્ટી ભકતી પણ આપે છે જેમ ઉધવજી પ્રેમ લક્ષણા જે પૂષ્ટી મારગી ભકતી તે ગોપીજન પાસેથી ભગવાને અપાવી અને બ્રહ્માજીએ સાઠ હજાર વરષ સુધી તે સારૂ તપ કરયું વણ તેને ન આપી માટે પ્રેમ લક્ષણા ભકતીતો ભગવાનનાજ હાથમાં છે તે પ્રેમ લક્ષમાણા ભકતીનુંસ્વરૂપ શ્રી ભગવાને એકા દસ સ્કં ધ ભાગવતમાં કહયું છે.

## ॥ श्लोक ॥

॥ वागगद्ददाद्रवतेयस्यचितं ॥
॥ रुदत्यंभीक्षणंहसंतिक्कावि ॥
॥ लजउद्गायतिनृत्यतेचमद्भ ॥
॥ क्तियुक्तोभुवनंपुनाति ॥

અરથ-- મારા સ્વરૂપનું સમરપણ કરીનેજેનુંચીત્ત

આણીની પેઠે દ્રવીભુત થઇ જાય અને કંઠ ગદ ગદ થઇ જાય તેથી મારૂ સ્વરૂપ તેને તે વખત દેખાય છે તે જોઇને હશે અને મારૂ સ્વરૂપ તેની દ્રષ્ટી થી અંતર ધાં ન થાય કે રડવા લાગી જાય અને કોઇવાર એવો આનંદ તેને ઉપજે કે સઉની લજ્જા મુકીને ગાયન કરવા મંડી જાય અને નાચવા લાગી જાય તે વખતે તેના મનમાં હું શીવાય બીજો કોઇ તેની પાસે હોય નહી એવું દેહાનું સાધન તે ભુલી જાય છે એવા મારે વિશે સ્નેહ સહીત જે ભકત છે તે ચઉદે ભુવનને પવીત્ર કરે છે અને તે પોતે તો પવીત્ર હોય તેમાં નવાઇ શું એ રીતની પ્રેમલ ક્ષણા ભકતા કેવળ સંસાર શકતી છુટયા પછી થાય છે એવાનો અંગીકાર આ જન્મે છે એવું શાસ્ત્રમાં કહયું છે એવી ભકતા સંસારમાં ડુબી રહેલા જીવોને કયાંથી મળે જો કદાચ ભગવાન કૃપા કરીને એવી ભકતી આપે તો જ મળે માટે પુષ્ટી ભકતી દુરલભ કહી એજ ભકતીનું નામ શુધ્ધ પુષ્ટી ભકતી છે હવે એ ગ્રંથનો ઓગણીશમો શ્લોક કહે છે.

## ॥ श्लोक ॥

## ॥ उभयोस्तुक्रमेणैवपूर्वोक्ते ॥

॥ वफ्लीष्यतिज्ञानाधांका ॥

॥ भक्तिमार्गएवंतस्मानिरु ॥

॥ पित: ॥ १९ ॥

અર્થ—ભગવાન જ્યારે અનુ ગ્રહ કરશે તારે મર્યાદા મારગી ગ્નાની તથા ભક્ત એ બંનેને પુષ્ટ કરીને પુષ્ટી ભક્તી ફળ રૂપ તે પ્રાપ્ત થશે—કેમકે મર્યાદા મારગમાં ગ્નાન કરતાં પુષ્ટી મારગી ભક્તી શ્રેષ્ટ છે એ પ્રકારનો ક્રમ શાસ્ત્રમાં નીરૂપણ કરેલો છે એ મુળ શ્લોકનો અર્થ છે હવે એની ટીકામાં શ્રી ગુસાંઇજી કહે છે કે ગ્નાની તથા ભક્તનો અંગીકાર કદારા ભગવાન મરયાદા મારગમાં કરવાની ઇચ્છા કરે તારે તોબને એ મારગવાલાને મુક્તી જ ફળ મળે છે માટે ગ્નાનનું ફળ મુકતી અને ભક્તીનું ફળ ભગવાનની પ્રાપતી એ રીતે શાસ્ત્રમાં કહ્યું છે માટે ગ્નાન મારગ કરતાં ભક્તી મારગને શાસ્ત્રમાંએ ઉટતાં કહી છે પણહાલનઃ કેટલાએક લોકો ભક્ત્તા કરતાં ગ્નાનને ફળ રૂપ માને છે તેને તો મુક્તી એજ ફળ થશે એવું શરવ શાસ્ત્ર કહે છે તે ગ્નાન મારગમાં ગ્નાન છે તે બ્રહ્મ સાથે પોતાની આત્માની એકતાનુ ગ્નાન છે કે મારી આત્મા જે છે તે બ્રહ્મ છે પણ બ્રહ્મ છે તે અક્ષરનું સ્વરૂ છે અને પુરષોતમ અક્ષર થકી જુદે સ્વરૂપ છે માટે

તેનો સંબંધ ઘણો દુર છે કારણ કે ગીતાજીના પંદરમા અધ્યાયમાં પૂરશોતમને અક્ષરાતીત કહેલા છે અને ગીતાજીના બારમા અધ્યાયમાં અરજુને અક્ષર બ્રહ્મની ઉપાસના તથા પુરૂષોતમની ઉપાશનામાં તારતમ્ય પૂછયું છે એ બંનેની ઉપાશનાં કરનારમાં શ્રેષ્ટ કોણ એવું પૂછયું છે તે ઠેકાણે ભગવાને પોતાની ભકતી કરનાર શ્રેષ્ટતા કહી છે અને ભગવાજીનાં ત્રણ સ્વરૂપ આગળ કહી આવ્યા છે તેમાં દેવતારૂપ સ્વરૂપ જુદુ બતાવ્યું માટે પંદરમો અધ્યાય ગીતાજીનો તેમાં પણ ભગવાને પોતાનેજ ભજવાનું શ્રેષ્ટ કહ્યું છે કે.

## ॥ श्लोक ॥

॥ योमांमेवसंमूढोजानाति ॥
॥ पुरुषोत्तमंससर्वविद्भज ॥
॥ तिमांसर्वभावेनभारत ॥

અર્થ—એ રીતે મુઢે ગણુ મુકીને એવા પુરૂષોતમ મને જાણીને સરવ ભાવે કરીને જે મને ભજે છે તેનેજ સરવ તત્વનો જાણનાર સમજવો એ રીતે પુરૂસોતમને ભજનારને શ્રેષ્ટ પણું ભગવાને આ શ્લોકમાં કહયું છે. અને વળી કહ્યું કે મુઢ પણુ મુકીને ભજવું તે મુઢ પણા

નો હારદ એ છે કે ગ્નાન મારગી લોક એમ મા છે કે ભગવાન સરવ ઠેકાણે સમાન રૂપે છે વ્યાપક થઇને ર હ્યા છે જુદુ સ્વરૂપ નથી તેથી ભકતી કરવાનું પ્રયોજન નથી ગ્નાન માત્ર રાખવું જ્યાં સુધી ન સમજે ત્યાં સુધી ભકતી કરવી ગ્નાન મળ્યા પછી ભકતી કરવાનું પ્રયોજન ન થી એ રીતે જે કહે છે તે વાત શાસ્ત્ર વીરૂધ્ધ કહે છે કે ભકે પૂરૂશો તમને વેદ ગીતા ભાગવતમાં સઉથી જુદા કહેલા છે અને તેની ભકતી સદા કરવી કહી છે ને વાત નથી માનતા માટે આ શ્લોકમાં ભગવાને તેઉને સમજાણને મુઢ પાણાની સમજણ કહી હેલી છે એ રીતે મુઢે પણ મુકીને એવા પુરૂશોતમ જે અક્ષરાતીત છે તેને સરવે ભાવે કરીને ભજવા એ રીતે કહું છે અને ગ્નાન મારગ કરતા ભગની માર શેષ્ટ છે તે ઉપર રગુવેદની સૃતી લખી છે અને તેનો એક એક પદનો અર્થ ટીકા માં લખેલો છે પણ અમે તે બાબત આંઇ લખેલું નથી તે રીતે ભકતી મારગને ગ્નાન મારગ કરતાં વેદ પુ રાણો માંતાં શેષ્ટતા કહી છે માટે ભકતી કરવી શેષ્ટ છે હવે એ ગ્રંથનો ૨૦ મો શ્લોક કેહે છે.

## ॥ श्लोक ॥

## ॥ भक्त्यभावेतुतिरस्थोयथा ॥

॥ दुष्टैःस्वकर्मभिः ॥ अन्यथा ॥

॥ भावमापन्नस्तस्मात्स्था ॥

॥ नाश्नश्यति ॥ २० ॥

અર્થ--જેમ જળને કાંઠે ઉભો છે પણ જાણ્યા વગર પોતાનાં દુષ્ટ કરમનાં વશથી ઘાસથી ઢંકાએલુ જળ છે તેને નથી જાણી શકતો; અને ફકત ઘાસ જોઇને ત્યાંથી ચાલ્યો જાય છે અને જળથી તરશે મરે છે તેમ આનંદરૂપભગવાન વ્યાપક છે પણ દેહાદીકે ઢંકાએલા છે તેને ભકતી વગર કોઈ જાણી શકતા નથી, અને પામી શકતા નથી અને સંસારના સુખને સારૂ પોતાના દુષ્ટ કરમના વશથી અનેક પ્રકારની યોનીઓમાં જન્મ મરણ પામતો થકો દુખજ પામે છે એ રીતે મુળ શ્લોકનો અરથ હવે એનો ભાવારથ કહે છે આપણી દેહને વિશે આનંદ રૂપ ભગવાન અંતર જામી રૂપે જીવની માંહે બીરાજે છે પણ તેનાં દરશન આપણે થતાં નથી તે દરસન ભગવાનની ભકતી વડે આપણે થાય છે એ રીતે શ્રી માહા પ્રભુ જીએ કહ્યું પણ ગ્નાન મારગના લોકો એમ કહે છે કે બ્રહ્મ ગ્નાન વિના ભકતી નકામી છે પણ એ વારતા તેવોના શાસ્ત્ર વીરૂધ છે તે ભાગવત દશમા સ્કંધમાં ભગવાને કહી છે-

॥ श्लोक. ॥

॥ नसाधयंतिमायोगोनसां ॥
॥ ख्यंधर्मउद्धवाः ॥ नस्वा ॥
॥ ध्यायस्तपस्त्यागो यथा ॥
॥ भक्तिममार्जिता ॥ १ ॥ ॥
॥ भक्त्याहमेकयाग्राह्यश्रध ॥
॥ यात्माप्रियसतां ॥ ॥

અરથ યોગ વડે શાખ્ય એટલે ગ્નાન વડે સ્વાધ્યાયવડે, તપ વડે ત્યાગ તડે પ્રાપ્ત થતો નથી મારી સ્નેહ પુરવક શેવા કરવાથી પ્રાપ્ત થાઉછું તથા ભક્તી વડેજ હુ પ્રાંપ્ત થઉછું એ રીતે ભગવાને ભગતી વડેજ પોતાની પ્રાપતી કહી છે ; કેવળ બ્રહ્મ ગ્નાન વડે કહી નથી કારણ કે દશ પ્રકારની ભક્તી વડે ભગવાનનો વાસ મનમા થાએ છે તેથી મનને વિશે રહી એવી જે અવિદ્યા તે ખરો છે અને અવિદ્યા ખસ્યા પછી આનંદરૂપ ભગવાન જીવની માંહે ગુપ્ત પણે બીરાજે છે તે પોતાના આનંદ સ્વરૂપનો પ્રકાશ ભક્તી વડે પ્રસન થઇને કરે છે તે રીતે આનંદ સ્વરૂપનો પ્રકાશ કેવળ ગ્નાન વડે પ

તો નથી ગ્નાંન વડે પણ અવિદ્યાતો ખશે છે પણ અવિદ્યા ખસ્યા પછી આનંદ. સ્વરૂપ ભગવાન રૂદયમાં પ્રગટ થતા નથી એનું કારણ એ છે કે ગ્નાની નીરાંકાર સ્વરૂપ ભગવાનનુ જાણે છે માટે શાકાર સ્વરૂપનાં દરશન કરવાની તેની ઇચ્છાજ નથી ગ્નાંની કહે છે કે જેટલા શાકાર સ્વરૂપ છે તે માયાનાં કરેલ છે માટે નાશ વંત છે એ રીતે શાસ્ત્રથી ઉલટું માને છે તે સારૂં ગ્નાનીને દરશનની ઇચ્છા નથી માટે ભગવાન તેને દરશન આપતા નથી ગીતાજીમાં ભગવાને કહ્યું છે કે.

## ॥ श्लोक. ॥

## ॥ येयथामांप्रपद्यंते तांस्त ॥
## ॥ थैवभजाम्यहं ॥ ॥

અરથ—જે મને જે ભાવે જે સ્વરૂપે ભજેછે તેનેહું તેજ રીતે ફળ આપુછુ અને ગીતાજીના અગીઆરમાં અધ્યાયમાં પણ ભગવાને કહ્યુ છે કે મરાં દરશન એક અનન્ય ભકતી વડેજ થાઅછે બીજે પ્રકારે થતાં નથી એ કારણથી શ્રી માહા પ્રભુજીએ આ શ્લોકમાં કહ્યું કે આપણી દેહમાં ભગવાન છે પણ તેનાં દરશન ભકતી વગર થઇ શકતાં નથી અને દેહમાં ભગવાન છે એવું એ જીવ જાણતો નથી તે સારૂ સરવ સાથે અધરમ રીતે ચાલે છે કોઇની ચો

રી કરે છે હીંસા કરે છે, નીંદા કરે છે, તેને દુખદે છે. તે ના પઈશા ચાલે છે એવા દુષ્ટ કરમના વશથી અનેક પ્રકાર ના જીવ જંત પરવત વૃક્ષ, પશુના દેહ પામીને તેનું રીણ ચુકાવી આપે છે પણ તે જીવ કદી સંસારના જન્મ મરણથી છુટતો નથી તે સારૂ ભગવાનની ભક્તી રાત દહાડો કરવી અને પોતાની દેહમાં તથા શરવેની દેહમાં ભગવાન બીરાજે છે એ રીતે ભગવાનનો ભય રાખીને સુધરમની રીતથી ચાલવું એ રીતે એ શ્લોકનો ભાવારથ છે હવે આ ગ્રંથનો એકવીશમો શ્લોક કહે છે.

॥ શ્લોક. ॥

॥ एवंस्वशास्त्र सर्वस्वं मया ॥
॥ तु विनिरुपितं ॥ एतद्बु ॥
॥ द्धा विमुच्यते पुरुषः स ॥
॥ र्व संशयात् ॥ २१ ॥

શ્રી માહા પ્રભુજી કહે છે જે એ પ્રકારે અમારા કહેલા વેદ શાસ્ત્રનો સાર અમે તો નીરૂપણ કરયો તે એટલા સારૂ કે એને જાણીને પુરષ સરવે શંશયથી છુંટી જશે એ મુળ શ્લોકનો અરથ હવે એનો ભાવારથ કહે છે જે શ્રી માહા પ્રભુજીએ કહ્યું કે અમારા શરવ શા

ઓનો સાર અમે આ ગ્રંથમાં કહયો તેનો હેતુ એ છેક વેદની સૃતીઓમાં અરંથ કરવા વિશે જે ક્રુશણે શંકા ક રે છે અને તેનાં બે ત્રણ અરથ થાએ છે એવી શ દેહ સહીત સતીઓ છે તેનો અર્થ શી રીતે છે તે જાન વા સારૂ વ્યાસજીએ વ્યાસ સુત્ર કરેલાં છે તેની ટીકા ઓ માહા પ્રભુજીએ કરેલી છે જેને વ્યાસ સુત્રનું ભાશ્ય તથા અણુભાશ્ય કરીને કહે છે પણ તે ટીકા પંડીતોને સમજવી પણ કઠણ છે એવું જાણીને તેનોસાર નીબંધ ગ્રંથમાં સંક્ષેપથી કહયો છે તથાપી તે ગ્રંથમાં પણ ઊંડા અરથ છે તેની સમજ નહી પડે તે સારૂ થોડા એક શ્લો કમાં આ શીધાંત મુકતાવલી ગ્રંથ કરીને પોતાના મારગી વઈશનવોને વેદના ગ્નાન કાંડનો સાર જે હતો તે કહયો છે તે કેહેવાનું કારણ એ છે કે માયાવાદી–તથા સાંખ્ય વાદી-તથા મીમાંસક તથા ન્યાય શાસ્ત્રવાળા તથા દ્વૈતવાદી તથા કેવળાદ્વૈત વાદી તથા વીશીષ્ટાદ્વૈત વાદી એ રીતે સાત પ્રકારનાં વાદી પુરણ પુરૂશોતમનું સ્વરૂપ અને જગતનું સ્વરૂપ અને અક્ષર બ્રહ્મનું સ્વરૂપ માયાનું સ્વરૂપ તથા કરમનું સ્વરૂપ વેદનાં ગ્નાન કાંડ વીશે વેદમાં જે રીતે વ રણન કરેલુ છે તેને મુકીને પોતાના મનની કલ્પનાથી વે દ વીરૂધ વરણન કરે છે તેથી પૂશ્ટી મારગી ભકતનાં મનમાં કદાશ સંદેહ ઉત્પન થાય તે સંસય ટાળવા સારૂ આ ગ્રંથમાં વેદના ગ્નાનકાંડનો નિર્ધાર પોતે કરીને પોતાના ભક

તોને જાણાવેલો છે કે તેઓનો શીદ્ધાંત વેદ વિરૂદ્ધ છે કે તેથા પાછો સંશય મનમાં ન રહે એની ટીકા શ્રી ગુશાંઈ જીએ સંક્ષેપમાં કરી છે તે પણ એમાં લખી છે અને વાદીઓનું બોલવું શાસ્ત્રથી વિરૂધ્ધ છે તે પણ શાસ્ત્રના વચનથી અમે આ ગ્રંથમાં બતાવ્યું છે એ રીતે આ ગ્રંથ વૈષ્ણવો ઉપર કૃપા કરીને શ્રી માહા પ્રભુજીએ કરચો છે માટે વૈશ્નવોએ ચીત રાખીને વાંચવુ ને સારી રીતે સમ જવુ એ સમજવાથી વેદ વિરૂધ્ધ બોલનારના વચનથી આ પણ ફરી ભકતી મારગ વિશે ભરમ નહી ઉપજે મારગી વૈષ્ણવોના મનમાં જે ભ્રમ ઉપજે છે તે કેવળ અન્ય મારગી પંડીતોના સંગતથી તથા જોગી સન્યાશીની સંગત થી તથા મીથ્યા ગ્નાનીયોની સંગતથી ઉપજે છે એટલાનો સંગ ભકતી મારગી વઇશ્નવોને ભકતી મારગથી દુર કરાવે છે માટે એવા લોકોનો સંગ શરવથા ન કરવો કદાશ સત સંગ ન મળે તો નેમ પૂરવક મારગનાં ગ્રંથ વાંચવાને ભગ વાનનું નામ સ્મરણ કરચા કરવું તથા ભગવાનની શેવા ક રવી અને સુધર્મ રીતે ચાલવું કોઈની નીંદ્યા ન કરવી એ રીતે રેહેવું એ થકી ભગવાન કૃપા કરીને પોતાનો અ નુભવ ભકતને જણાવશે તેથી કરીને દેહાંત સુધી ભકતાનો નાશ થવા નહી પામે- દીવસો દીવશ ભકતી વધતી જશે હવે આ ગ્રંથની સંપુરણતા કરતે અમે શ્રી ગુશાંઈજી કેહે છે—

## ॥ श्लोक. ॥

॥ इतिश्रीपितृपादाब्जप ॥
॥ रागरससिक्तहृत् ॥ श्री ॥
॥ विठ्ठलस्तत सिद्धांत वा ॥
॥ ङ्मालांहृदयेदधौ ॥ ॥ ॥

અર્થ—અમારા પીતા જે શ્રી માહા પ્રભુજી તેમના ચરણ કમળની પરાગ, એટલે રજ તેના રશે રશીને શીંચ્યું છે રદય જેનું એવો હું શ્રી વીઠલ તેણે આ શીધ્ધાંત રૂપી વાડમાળા રદય વીશે ધારણ કરી તે રીતે શરવ ભક્તોએ ધારણ કરવી એ રીતે શ્રી ગુશાંઇજીએ કહ્યુ

એ રીને આ ગ્રંથની ટીકા ગુજરાતી ભાષામાં સંપુર્ણ.



# જાહેરખબર

સરવે સંજ્જનોને ખબર આપવામાં આવે છે કે આ નીચે લખેલાં પુસ્તકો ગણદરવાજાના મેદાનમાં અમારી હાશીસમાંથી તથા ફીકાભટ્ટનીપોળમાં અમારા ઘર આગળથી મળશે.

પેનલકોડ સને ૧૮૬૦ નો ૪૫ મો.

ક્રીમીનલકોડ સને ૧૮૬૧નો ૨૫ મો પ્રોશીશોઝ સુધ્ધાં સુધારેલો.

ડીસ્ટ્રીકટ પોલીસ સને ૧૮૬૭ નો ૭ મો.

ગામની પોલીસ સને ૧૮૬૭ નો ૮ મો.

નમુનાબુક દીવાની કામ બાબત.

મુસંલમાની સરેહ.

ટાટશાસ્ત્ર જેનુંનામ અપાત્ય શાસ્ત્ર કહેવાય છે તે

પ્રમાણ શાસ્ત્ર

પાકશાસ્ત્ર

દયારામ કૃત્ય

રમુજી ગાયન સંગ્રહ

મુબઇનો સંને ૧૮૭૩નો આકટ ૬ ઠો

ગાયકવાડ કમીસંન કેસ

એ રીતે કાયદાઓ તથા કેટલાંક પુસ્તકો વેચાયછે દેશાવર વાળાઓ એટપાલ ખરચ જરતી મોકલવું.

સંઘી ઉમેદરામ હરગોવીંદ.